ॐ

# મનુષ્યની સૃજત-અખંડ આનંદ

અથવા

# અજ્ઞાન, જ્ઞાન અને વિજ્ઞાન

મનુષ્ય માત્ર અખંડ ઇશ્વરી આનંદ પામે એ મનુષ્યની સૃજત=જન્મસિદ્ધ હક છે. એ સૃજત પાર પાડવા આત્મા પરમાત્માના ઐકયત. વિજ્ઞાનનો અનુભવ થવાની જરૂર છે. એ વિજ્ઞાનને પામવા માટે પોતાના સત્ય સ્વરૂપ આત્માનું મનુષ્યને જ્ઞાન થવાની જરૂર છે. પોતાના સત્ય સ્વરૂપનું જ્ઞાન થવા માટે હું શરીર છું એ અજ્ઞાન દૂર થવાની જરૂર છે. સને ૧૯૩૧ ઇસ્વી.


લેખક અને પ્રકાશક

**ધનજીશાહ. મે. હાથીખાનાવાળા**

ઠે. ગોપીપુરા, પારસીવાડ-સુરત.



આ ચોપડી "ગાંડીવ" છાપખાનું કેળાપીઠ સુરતમાં ઇશ્વરલાલ મૂ. વીમાવાળાએ છાપી છે.

# વિષયો.




| | પાનું નંબર |
|---|---|
| પ્રસ્તાવના ... ... ... ... | ૩ |
| નિર્ગુણબ્રહ્મ-પરમાત્માનું સ્વરૂપ ... ... | ૮ |
| સૃષ્ટિ ... ... ... ... ... | ૧૨ |
| દેહ-શરીર ... ... ... ... | ૧૫ |
| સગુણબ્રહ્મ એટલે ઇશ્વર અને આત્મા ... ... | ૧૯ |
| આત્મા અને જીવ... ... ... ... | ૨૧ |
| અજ્ઞાન ... ... ... ... ... | ૨૫ |
| જ્ઞાન ... ... ... ... ... | ૨૮ |
| વિજ્ઞાન ... ... ... ... ... | ૩૧ |
| બોધ ... ... ... ... ... | ૩૮ |
| આયુર્વેદ ... ... ... ... ... | ૪૮ |
| સાર ... ... ... ... ... | ૫૨-અ |
| ગમ્મત સહિત જ્ઞાન ... ... ... | ૫૩ |
| જરથોસ્તી ભાઇઓને બે બોલ ... ... | ૭૯ |




ॐ

# મનુષ્યની સૃજત–અખંડ આનંદ

અથવા

# અજ્ઞાન, જ્ઞાન અને વિજ્ઞાન



મનુષ્ય માત્ર અખંડ ઈશ્વરી આનંદ પામે એ મનુષ્યની સૃજત=જન્મસિદ્ધ હક છે. એ સૃજત પાર પાડવા આત્મા પરમાત્માના ઐક્યના વિજ્ઞાનનો અનુભવ થવાની જરૂર છે. એ વિજ્ઞાનને પામવા માટે પોતાના સત્ય સ્વરૂપ આત્માનું મનુષ્યને જ્ઞાન થવાની જરૂર છે. પોતાના સત્ય સ્વરૂપનું જ્ઞાન થવા માટે હું શરીર છું એ અજ્ઞાન દૂર થવાની જરૂર છે. સને ૧૯૩૧ ઈસ્વી,




લેખક અને પ્રકાશક

**ધનજીશાહ મે. ખ. હાથીખાનાવાળા**

ઠે. ગોપીપુરા, પારસીવાડ–સુરત.





આ ચોપડી "ગાંડીવ" છાપખાનું કેળાપીઠ સુરતમાં

ઇશ્વરલાલ મૂ. વીમાવાળાએ છાપી છે.

# પ્રસ્તાવના

→⁂卐⁂卐⁂←

ધર્મ શું છે શાને માટે છે તેના અજ્ઞાનને લીધે હાલના જમાનામાં ધર્મ સામે જ્યાં જુઓ ત્યાં જુદી જુદી તરેહની વિરૂધતા ઉભરી નીકળી છે ફાવેલા ડાહ્યા ધર્મને હંબગ કહે છે. યુરોપીઅનો કહે તેજ સાચું માનનારા હીંદી વિદ્યા તરફ જોતા નથી. જબરદસ્તોને સુખી જોઇને દબાયલાઓ ધર્મમાંથી શ્રદ્ધા ગુમાવે છે. શ્રદ્ધાળુ ધર્મનિષ્ટ મનુષ્ય દુખમાં દહાડા વિતાવતા જ્યારે અધર્મિ ને સુખમાં મહાલતા જોય છે ત્યારે ધર્મ પાળવાથી થાકી જાય છે અને અમુક પાપ નહિ કરવાના ધર્મના ફરમાનો માનવા ના પાડે છે કેટલાકોએ લેબોરેટરી જોઈ છે તેઓ તો આત્મા અને પરમાત્મા સ્વર્ગ અને નર્ક નજરે પડે નહિ ત્યાં સુધી માનવા ના પાડે છે અને સુખ મેળવવા માટે આત્મા કે પરમાત્માની કશી અગત્ય જોતા નથી પણ બસ પૈસાજ સુખ મેળવી આપશે એમ સમજે છે એવી અનેક તરેહની ધર્મ સામે વિરૂદ્ધતા મનુષ્યો ઉઠાવી રહ્યા છે તેનું મુખ્ય કારણ ધર્મના ધ્યેય માટે ગેરસમજ છે.

એ ગેરસમજુતી મોટે ભાગે સેવાય છે તેનું કારણ એ છે જે મ્હારો ધર્મ ! મ્હારો ધર્મ એવા પૂકારો કરનારા મનુષ્યો ઝાઝાં હોય છે પણ ધર્મને કે ઈશ્વરને ખરા દિલથી સમજવાની નિષ્ટા થોડાકજ ધરાવે છે. તેમાં વળી ધર્મની બારીક ઉંડી વિગતો મગજમાં ઉતારી શકે તેવા થોડાજ હોય છે એવું હોવાથી ધર્મને

તોડનારની સંખ્યા મ્હોટી અને જોડનારની સંખ્યા બહુ ન્હાની હોય છે એ ન્હાની સંખ્યાના મનુષ્યોમાં ધર્મના તત્વજ્ઞાનના બીજ વવાય તેટલુ પણ ગનીમત લેખાવુ જોઇએ કેમકે તે બીજથી એકના અનેક થશે. અને સંસારના તાપથી તપેલા અખંડ આનંદ શોધનારને આ લેખ મદદરૂપ થશે એવા વિચારથી આ લેખ લખ્યો છે.

ઇંગ્લંડના મહાન ફીલસુફ પ્રોફેસર મેક્ષમુલર અને એવા બીજા જરમની અને અમેરિકા વિગેરે દેશના મહાન ફીલસુફોએ હીંદી વેદાન્ત ફીલસુફીને સૌથી શ્રેષ્ટ કહી વખાણી છે. હીંદમાં કર્મ માર્ગ, ભક્તિ માર્ગ અને જ્ઞાન માર્ગ એવા મુખ્ય ત્રણ માર્ગોને આધારે રચાયલા અનેક ધર્મો ચાલુ છે. ઇશ્વરી અવતારવાળા શ્રી કૃષ્ણ ભગવાંને પણ ગીતામાં જ્ઞાન માર્ગ ને શ્રેષ્ટ કહ્યો છે અને અનેક પંથો અને જુદી જુદી ફીલસુફીઓ કરતાં વેદના છેવટના ભાગના વેદાન્ત શાસ્ત્ર ને શ્રેષ્ટ સાબીત કરનાર પ્રથમ જગતગુરૂ શ્રી શંકરાચાર્યે જ્ઞાન યોગ વિસ્તારીને શીખવ્યો છે. તેજ જ્ઞાન યોગનો આ જમાનાના વિદ્વાન યુનીવરસીટી ગ્રાડયુએટો અને મહાન સન્યાસીઓ સ્વામી વિવેકાનંદ અને સ્વામી રામતીર્થે પોતે સિદ્ધ કરીને જગતભરમાં પ્રચાર કર્યો હતો. એવા જ્ઞાન યોગના શિક્ષણ જીજ્ઞાસુઓ આગળ અત્રે ધર્યાં છે.

જગત અને જગત કર્તા, શરીર અને આત્મા કેવા કેવા તત્વો છે તેનું જ્ઞાન થયા વિના આત્મા અને પરમાત્માના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થઈ શકે નહિ ન્હાના કે મ્હોટા હરકોઈ ધર્મમાં રહેલું સત્ય સમજી શકાય નહિ અને ધર્મચુસ્ત થવાનું બની

શકે નહિ અને ધર્મના લાભ ઉઠાવી શકાય નહિ. તેથી અત્રે તત્વોનું જ્ઞાન અને જ્ઞાનનો ઉપયોગ સમજાવવા કોશીશ કીધી છે.

એ તત્વોનું જ્ઞાન જાણવાથી કાંઈ વટલી જવાતું નથી પણ પોતપોતાના ધર્મના ફરમાનોની સચ્ચાઇ સમજી શકાશે ખુદા એકજ છે અને જીવ માત્ર એકજ ખુદાના પેદા કીધેલા સમજાશે. જગતમાં સામાન્ય ભ્રાતૃભાવ ખીલશે અને તેથી શાંતિ સર્વત્ર (prejudice) ફેલાશે. આશા છે જે જુદા જુદા વિચારવાળા આ લેખને તાસુબી વગર વાંચી મગજમાં ઉતારશે.

ધર્મ કાંઇ અમુક દેશ કે પ્રજાના માલ મિલ્કત નથી પણ તે મનુષ્ય માત્રની મિલ્કત છે. મનુષ્યનો અર્થ વિચારશક્તિ વાળુ પ્રાણી થાય છે જીવ જંતુ અને પશુ પક્ષી એ પણ પ્રાણીઓ છે પણ વિચારશક્તિ થકીજ મનુષ્ય તેઓથી જુદા પડે છે. ધર્મ મૂળ વસ્તુ નથી પણ પરિણામ છે. મૂળ વસ્તુ ઇશ્વર અને જગતના તત્વો અનુસાર જગતની છેવટની સૃજત છે. તે સૃજત પાર પડે તે માટેજ અમુક દેશ અને તેની પ્રજાના સંસ્કારને અનુકૂળ આવે તેવા સહેજસાજ ફેરફારવાળા પણ એકજ મુદ્દા-વાળા તે તે દેશના જ્ઞાની ગુરૂઓએ શરીરના રક્ષણ અને મનની ખીલવણીના શિક્ષણ આપ્યા છે તે શિક્ષણ તેના ધર્મ કહેવાય છે.

ઇશ્વરની ઇચ્છા એટલે છેવટની સૃજત પામવા માટેજ મનુષ્યોએ ધર્મ મારફતે કોશેશ કરવાની છે. સહુ કોઈ પોતાની રૂચીને અનુકૂળ ધર્મ પાળે છે બીજાની રૂચી પ્રમાણેનો ધર્મ બળજબરી ગમે તેટલી કરવા છતાં કોઈ બરાબર પાળી શકે

નહિ. બીજાની રૂચી યાને પસંદગી માટે તિરસ્કાર કે બળજબરી કરવાનો કોઇને હક નથી તેમ જરૂર પણ નથી કેમકે સારા કે માઠા ધર્મના ફળ તેવા ધર્મ પાળનારા એજ ભોગવવાના છે. તેમાં બીજાએ માથું મારવાનો હક કે જરૂર નથી. એ સત્ય હિન્દુ પ્રજા શીખેલી હોવાથીજ અન્ય ધર્મવાળા સાથે સહનશીળ-તાથી વર્તે છે. બીજી પ્રજા એ સત્ય શીખેલી નહિ હોવાથીજ લડી મરીને બીજા ધર્મવાળાની તેમજ પોતાની ભયંકર ખુવારી નીપજાવી છે.

ધર્મ પૈસા મેળવી આપવાનું સાધન નથી એટલે ધર્મ પાળવાથી પૈસા મળી આવતા નથી છતાં દરેક ધર્મ ન્યાય, દયા અને સત્યના સદગુણ માટે એકમત છે. તેવા સદગુણને લીધે મનુષ્યને જીવનમાં ફતેહ મળે છે તેટલી ધર્મ પાળવાની આડક-તરી અસર નીપજે છે ખરી-વધુ નહિ. ધર્મશાસ્ત્રના લખાણ ખુબ ભણવાથી એટલે ઉચ્ચારવાથી પૈસા મેળવવાની જેઓ વધારે પડતી આશા રાખે છે તે વ્હેમ માત્ર છે ધર્મશાસ્ત્ર વાંચવા ભણવાના લાભ કહ્યા છે તે વાંચી ભણીને ધર્મનું જ્ઞાન થવા પૂરતોજ લાભ સમજવાનો છે અને અર્થ સમજી અંતઃકરણમાં ઉતરે તેમજ ભણવાનું કે ઉચ્ચારવાનું છે. અર્થ સમજ્યા વિનાનું ભણવું તે નિરજીવ ફોનોગ્રાફ સમાનજ છે. જેઓ સાકાર દેવતા-ઓને અથવા નિરાકાર ઇશ્વરને મોટા મોટા નમસ્કાર કરે છે તો તે દાંભિક નમસ્કારોનો કશો અર્થ નથી કેમકે બાપ (ઇશ્વર) ને નમવુ અને તેના બાળક (મનુષ્ય)ને ત્રાસ આપવો એ કાંઈ ન્યાય નથી. કારણ વિના કાર્ય નીપજતું નથી ધર્મની ઉત્પત્તિ

છે તેથી તે કાર્ય છે તેનું કારણ હોવું જોઇએ તે કારણ તત્વ-જ્ઞાન છે. ધર્મ કાંઈ સર્વસ્વ મૂળ વસ્તુ નથી–મૂળ વસ્તુ તત્વજ્ઞાન છે ધર્મ તેનું પરિણામ છે. શરીર આત્મા અને પરમાત્માના સ્વરૂપની સમજણ તે તત્વજ્ઞાન છે.

ધ. મે. હા.

# નિર્ગુણ બ્રહ્મ—પરમાત્માનુ સ્વરૂપ

કોઈ પણ વસ્તુનું પરોક્ષ અને અપરોક્ષ એમ બે રીતે જ્ઞાન થાય છે. શાસ્ત્રના ગ્રંથો કે ગુરૂ વચનથી થયલુ તત્વોનું જ્ઞાન પરોક્ષ જ્ઞાન કહેવાય છે અને તે તત્વનો જાતી અનુભવ થાય તે અપરોક્ષ જ્ઞાન કહેવાય છે—જેમ ભુગોળમાં પરદેશનું જ્ઞાન થાય તે પરોક્ષ જ્ઞાન છે અને તે પરદેશ જાતે જોઈ અનુભવ્યો હોય તો તે પરદેશનુ અપરોક્ષ જ્ઞાન થયુ કહેવાય છે. હીંદના રૂષીઓએ જગતની મોજ મજાહ જાહોજલાલી તજીને ઇશ્વરને પામવાની એકજ દ્રઢ ઇચ્છાથી યોગ વિદ્યા વડે સઘળા તત્વોનુ એવી રીતે અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતુ અને કૃપા કરીને મનુષ્યોના કલ્યાણ અર્થે તે જ્ઞાન જાહેરમાં મુકયું હતું-એ યોગ વિદ્યા વડે વસ્તુઓના નજરે પડતાં એટલે સ્થુળ સ્વરૂપ ઉપરાંત તેના અણાદઠ એટલે શુક્ષ્મ સ્વરૂપોનુ પણ અપરોક્ષ જ્ઞાન થઇ શકે છે એ વિદ્યા બીજા દેશ કે પ્રજા કરતાં હીંદમાં પ્રાચીન કાળથી બહુ ખીલી રહી હતી. હીંદમાં જુદા જુદા સમયે દેશના જુદા જુદા ભાગમાં યોગીઓએ અપરોક્ષ જ્ઞાન મેળવી એકજ સત્ય પૈસા કે કીરતીના લોભ વિના જાહેર કર્યું હતુ તે ચેલાઓ મારફતે સર્વત્ર ફેલાયું હતું તે શ્રુતિ એટલે ઇશ્વરી બશારત કહેવાય છે. આ જમાનાના તેવાજ સન્યાસી વિવેકાનંદ અને રામ-

તીર્થ થઇ ગયા તેઓએ પણ તેજ સત્યનું અપરોક્ષ જ્ઞાન મેળવી જગતને જાહેર કર્યું હતું. સત્ય સઘળે સમયે સઘળા દેશમાં એક સરખુંજ હોય છે.

પરમ પવિત્ર મહાન રૂષીઓએ અપરોક્ષ જ્ઞાન યોગ વિદ્યા વડે પ્રાપ્ત કરી જે વચન (શ્રુતિઓ) જાહેર કરેલા તે વેદના અંતના ભાગમાં ઉપનિષદ નામે જાણીતા છે. તે ઉપનિષદોમાં જાહેર થયલું તત્વોનું જ્ઞાન તે સઘળા ધર્મોનું મૂળ છે એટલે વધતા ઓછા તેના આધારેજ સઘળા ધર્મો રચાયા છે. ઉપનિષદોમાંના તે જ્ઞાનને વેદાન્ત કહે છે. વેદાન્તની શ્રેષ્ટતા બતાવતા બીજા મતોનું ખંડન મહાન શ્રી શંકરાચાર્યે વિગતવારે કર્યું છે, તે બધુ અત્રે લખવા પાલવે નહિ પણ એક સચોટ દલીલ અત્રે લખ્યા વગર રહેવાતું નથી કે જે જે ધર્મો મરી ગયા પછી સ્વર્ગ સુખ વિગેરે આનંદ ભોગવવાનો વાયદો કરે છે. તે તો સુની સુનાઇ જેવી વાત લાગે પણ વેદાન્તના ગુરૂઓએ બતાવ્યા પ્રમાણે વેદાન્ત પાળે તો તેને અહીંઆ આ દુન્યામાંજ અખંડ આનંદ જીવતા જીવત ચાખવાને મળી શકે છે, એ વાતને અસંખ્ય યોગીઓએ ટેકો આપ્યો છે. એ અખંડ આનંદની પ્રાપ્તિ કેવી રીતે થઇ શકે તે વિષેજ આ લેખ લખ્યો છે—પરમાત્માના સ્વરૂપનું યથાર્થ એટલે અપરોક્ષ જ્ઞાન થાય તો અખંડ આનંદની પ્રાપ્તિ થાય છે તેથી પરમાત્માનું સ્વરૂપ કેવું છે તે પ્રથમ જોઇએ.

સઘળા ઉપનિષદો એકમતે જણાવે છે કે પરમાત્મા એક સહૂથી સૂક્ષ્મ ( snbtlest of the subtle ) તત્વ છે બીજા

સઘળા તત્વો તેનાથી ઘટ (grosser) છે વળી તે અનંત છે, તેથી બીજા સઘળા તત્વોની ભિત્તર તેમ જબહાર સર્વત્ર વ્યાપી રહ્યો છે. તે અખંડ છે. એમ અખંડ અને સહુથી શૂક્ષ્મ છે તેથી તેના અંશ કે ભાગ પાડીને તેને ઘેરી શકાતો નથી તેમ તેમાંથી કોઇ ભાગ લઇ લેવાતો નથી કે તેમાં કાંઈ ઉમેરી શકાતું નથી તે સર્વવ્યાપક સઘળેજ વ્યાપી રહેલો હોવાથી તેને આવવા જવા માટે કોઇ જગ્યા ખાલી નથી—તે શાંત સ્થિર સ્વયંપ્રકાશ છે એના થકી બીજું સઘળું પ્રકાશે છે એને પ્રકાશવાવાળુ અન્ય કાંઈ નથી તે સ્વયંભૂ છે એટલે તે પોતાની ખૂબી થકી હૈયાતી ભોગવે છે. સઘળી હૈયાતીનો તે આધાર છે એની હૈયાતી માટે બીજા કશાનો આધાર નથી.

તે સહૂથી શક્ષ્મ છે તેથી બીજા સઘળા તત્વોથી પર (above) છે તે સહૂને અસર કરી શકે છે પણ બીજું કોઇ તેને અસર પહોંચાડી શકતું નથી–એના ભૂવને ( plane ) એ એકજ તત્વ છે ( He is Onewithout a second ). તે અનંત છે તેથી તેને આકાર (form) કે વિકાર (Change) હોતાં નથી. જેને આકાર કે વિકાર હોય તે અનંત (Infinite) હોઇ શકે નહિ તેમ સર્વવ્યાપક હોય તે એક જગ્યાએજ હોય અને બીજી જગ્યાએ ન હોય એ અશક્ય છે. બ્રહ્મ એટલે પરમાત્માને સચ્ચિદાનંદ કહ્યો છે સચ્ચિદાનંદ શબ્દ સતચિત અને આનંદનો બનેલો છે. સંત થકી હતી છે અને રહેશે એવી તે હૈયાતી ભોગવનારો નીત્ય (Eternal) છે. એવી હૈયાતી ધરાવનારૂ અન્ય કોઇ નથી અન્ય જે કાંઇ છે તે એનું ઉત્પન્ન

કીધેલું છે-ચિત થકી એ જ્ઞાન સ્વરૂપ ચૈતન્ય શક્તિ (Spirit) છે એનું જ્ઞાન સઘળા જ્ઞાનનું મૂળ છે એની ચૈતન્ય શકિત સઘળી શક્તિ (forces) નું મૂળ છે એના જ્ઞાન અને ચૈતન્ય વડેજ બીજા સઘળા જ્ઞાન અને શક્તિ બતાવી શકે છે. આનંદ સ્વરૂપ થકી તે સઘળા આનંદનું મૂળ છે એના આનંદ વડેજ બીજા સઘળા આનંદ છે. સત ચિત અને આનંદ મળીને " સચ્ચિદાનંદ " શબ્દ બન્યો છે.

તે સર્વ વ્યાપક અને સહુથી સૂક્ષ્મ હોવાથી તેનો ત્યાગ કોઈ કરી શકતું નથી એટલે પોતાથી દૂર કરી શકતું નથી-જે જે પોતામાં પ્રગટ કર્યું છે (પેદા કર્યું છે) તેમાં ભિત્તર તેમજ બહાર વ્યાપી રહીને તેને નીયમમાં રાખે છે નીભાવે છે અને પોતામાં લય પણ કરે છે. જાતે એ સર્વ વાતે પૂર્ણ છે એ કશાનો મોહતાજ નથી પોતામાં પોતાની ઉત્પન્ન કરેલી સૃષ્ટિમાં ભિત્તર બહાર રહી સઘળાને નીભાવે અને નીયમમાં રાખે એવો પરમાત્મા દયાળ અને કૃપાળ હોય અને અદલ ન્યાયી હોય તેમાં શક નથી. આપણું બ્રહ્માંડ એના અનંત વિસ્તારના એક અંશ (part) જેવું છે એવા અસંખ્ય બ્રહ્માંડો એનામાં સમાયલાં છે-એક બ્રહ્માંડના ભિત્તરમાં સમાયલું રહેતું બ્રહ્મ એટલે પરમાત્મા તે બ્રહ્માંડના ઈશ્વર કહેવાય છે અને. એક શરીરમાં ભિત્તર સમાયલું રહેતું બ્રહ્મ એટલે પરમાત્મા તે શરીરનો આત્મા કહેવાય છે-સમુદ્રના ભિત્તરમાં માછલાં હરે ફરે છે અને જીવે છે તેમ બ્રહ્માંડો અને જીવો બ્રહ્મ એટલે પરમાત્માના ભિત્તરમાં ઉત્પન્ન થાય છે નીભે છે નીયમમાં રહે છે અને તેની ઇચ્છાએ લય થાય છે

: કેમકે ઉપર નીચે સઘળી દિશાએ તે સર્વત્ર વ્યાપી રહ્યો છે-

## સૃષ્ટિ.

એકલા પરમાત્મા સિવાય બીજું કોઇ તત્વ ત્રણે કાળની હૈયાતી ભોગવતું હતું નહિ પણ પોતાની ઇચ્છાથી પોતાનું મૂળ સ્વરૂપ કાયમ રાખીને પોતામા પ્રકૃતિ અથવા માયા શકિત નામનું તત્વ પ્રકટ (ઉત્પન્ન) કીધું છે તેમાં આવરણ અને વિક્ષેપ નામની બે શક્તિઓ રહેલી છે તે જગત રચવાના કામમાં આવે છે અને જીવ અને જગત એવા અખંડ બ્રહ્મમાં તે અનેક ભેદ પાડે છે અને અનેક નામ રૂપ તે ધારણ કરે છે. એ માયા શકિત એટલે પ્રકૃતિ જગતનું કારણ શરીર કહેવાય છે કેમકે એમાંથીજ શૂક્ષ્મ અને શૂક્ષ્મમાંથી સ્થુળ શરીર બને છે નજરે પડતા દરેક શરીર કે પદાર્થ સ્થૂળ, શૂક્ષ્મ અને કારણ એવા ત્રણ તત્વોના બનેલા હોય છે. માટીનો પાણીથી ગોળો વાળો તો તેમાં સ્થુળ માટી અને તેથી શૂક્ષ્મ (finer) તત્વ પાણી અને પાણીથી શૂક્ષ્મ તત્વ હવા એમ ત્રણે તત્વો એકેકમાં સમાયલાં રહે છે તેમ દરેક શરીર કે પદાર્થ સ્થુળ શૂક્ષ્મ અને કારણ એવા ત્રણ તત્વો એકેકમાં સમાઇને બનેલા હોય છે.

પ્રકૃતિ તમો ગુણી રજો ગુણી અને સત્વ ગુણી એવી ત્રિગુણાત્મક હોવાથી મૂળ પ્રકૃતિમાંથી પ્રકટ (ઉત્પન્ન) થતું સઘળું તમો ગુણી રજો ગુણી અને સત્વ ગુણી એવા ત્રણ ત્રણ ગુણોના મેળાવાળુંજ હોય છે. એ પ્રકૃતિમાંથી અપંચીકૃત શૂક્ષ્મ આકાશ તત્વ આકાશમાંથી વાયુ તત્વ, વાયુમાંથી અગ્નિ તત્વ,

અગ્નિમાંથી જળ (પાણી) તત્વ અને જળમાંથી પૃથ્વી તત્વ પ્રકટ થયું છે. એ પ્રકૃતિ કેટલાક ધારે છે તેમ સ્વતંત્ર હૈયાતી ધરાવતી નથી પણ પરમાત્માના આધારે રહેતી તેની માયા શક્તિ છે. પરમાત્મા પોતાનું મૂળ સચ્ચિદાનંદ સ્વરૂપ કાયમ રાખીને પ્રકૃતિ રૂપે પ્રકટ થાય છે તે પરમાત્મા વિવર્ત રૂપે પ્રકટ થયા કહેવાય છે. જગતનું ઉપાદાન કારણ એટલે જેમાંથી ઉત્પન્ન થઇ ને લય થાય એવું તત્વ તે પ્રકૃતિ છે. અને પરમાત્મા જગતનું વિવર્ત ઉપાદાન કારણ ગણાય છે જગત બ્રહ્મ રૂપજ છે.છતાં તે જગત રૂપે ભાસે છે તે પરમાત્માનું વિવર્ત રૂપ કહેવાય છે. તેથી જગતનું ઉપાદાન કારણ પ્રકૃતિ અને વિવર્ત ઉપાદાન કારણ બ્રહ્મ કહેવાય છે.

જગત પ્રકૃતિનું પરિણામ છે અને પ્રકૃતિ પરમાત્માની શક્તિનું પરિણામ છે. જગતનું નજદીકનું કારણ પ્રકૃતિ અને પ્રકૃતિનું વિવર્ત કારણ પરમાત્મા એટલે બ્રહ્મ એમ સમજવું. સાધારણ નીયમ પ્રમાણે કારણ જેવુંજ કાર્ય, Cause જેવીજ effect હોય છે તેથી બ્રહ્મ જેવુંજ જગત હોવું જોઇએ એવી શંકા નકામી છે, નખ અને બાલ શરીરમાંથી પ્રકટ થાય છે. તે કાંઇ શરીર જેવાજ હોતા નથી તેમ જગત બ્રહ્મનું વિવર્ત રૂપ જુદા રૂપે ભાસે છે એમ સમજાવવામાં આવે છે—અંધારાને લીધે દોરડી સર્પ રૂપે ભાસે છે. જે રૂપે ન હોય તે રૂપ દેખાવું ભાસવું તે વિવર્ત રૂપ કહેવાય છે. સૃષ્ટિ જગતરૂપે દોરડીમાંના સર્પ પેઠે અજ્ઞાને ભાસે છે. ઉજાશ મળતાં જેમ દોરડી ખરા સ્વરૂપે ભાસે તેમ તત્વ જ્ઞાન થવાથી જગત બ્રહ્મ રૂપેજ જ્ઞાની-

ઓને ભાસે છે-જેની સ્થિતિ વરતમાન કાળમાંજ હોય અને ભૂત તથા ભવિષ્ય કાળમાં તેની તેવી સ્થિતિ ન હોય તે અસત અથવા મિથ્યા કહેવાય છે જગત છે તેવું માત્ર વર્તમાન કાળમાંજ ભાસે છે પણ તે ભૂતકાળમાં તેવું હતું નહિ અને ભવિષ્યમાં રહેવાનું નથી તેથી જગત મિથ્યા કહેવાય છે જે વર્તમાન ભૂત અને ભવિષ્ય એમ ત્રણે કાળમાં એક સરખી હૈયાતી ભોગવે છે તેજ સત્ય કહેવાય છે. એવી હૈયાતી માત્ર પરમાત્માનીજ હોવાથી તે સત્ય કહેવાય છે.

સૃષ્ટિ કારણ સૃષ્ટિ, શૂક્ષ્મ સૃષ્ટિ અને સ્થુળ સૃષ્ટિ એમ ત્રણ પ્રકારે હોય છે પ્રકૃતિ સઘળાનું કારણ હોવાથી કારણ સૃષ્ટિ કહેવાય છે એ અવ્યક્ત તત્વ છે કેમકે એમાં સઘળી વૃત્તિઓ (activities) લય પામેલી (શાંત પડેલી) રહે છે તેમાંથી શૂક્ષ્મ સૃષ્ટિ પ્રકટ થાય છે–તે આકાશ, વાયુ, અગ્નિ, પાણી અને પૃથ્વી એવા પાંચ અપંચીકૃત શૂક્ષ્મ તત્વો સમષ્ટિ (universal) રૂપે હોય છે. અપંચીકૃત એટલે તે એક બીજાના ભેળ વિનાના અખંડ જુદા જુદા હોય છે-એ અપંચીકૃત શૂક્ષ્મ સૃષ્ટિમાંથી સ્થુળ પંચીકૃત સૃષ્ટિ પ્રકટ થાય છે. શૂક્ષ્મ તત્વ સ્થુળ રૂપ પકડતાં પંચીકૃત થાય છે એટલે પાંચે તત્વોના ભેળથી એક સ્થુળ તત્વ નજરે પડતું થાય છે. દાખલા તરીકે શૂક્ષ્મ અગ્નિ તત્વ જે સ્થુળ રૂપે નજરે પડે છે તેમાં અગ્નિ તત્વના પોતાનો ભાગ ½ અને બીજા ચાર તત્વોનો દરેકનો ⅛ ભાંગ મળીને એક અખંડ સ્થુળ અગ્નિ સ્વરૂપ પકડે છે. દરેક પદાર્થ કે શરીર એ પાંચે તત્વોના મેળથી બનેલા સ્થુળ શૂક્ષ્મ ને કારણ એવા ત્રણ સ્વરૂપ

વાળા અને તમો ગુણી રજો ગુણી અને સત્વગુણી એવા ત્રણ ગુણોવાંળા હોય છે.

## દેહ—શરીર.

દરેક શરીર સ્થુળ શૂક્ષ્મ અને કારણ એવા એકેકથી શૂક્ષ્મ ( finer ) એકેકમાં સમાયલા ત્રણ શરીરોનું બનેલું હોય છે. સ્થુળ શરીર પંચીકૃત એટલે પાંચે તત્વોના મેળવાળું અન્ન ખાદ્ય પોષાતું ને વૃદ્ધિ પામતું કર્મ થકી નીપજેલું, સુખદુખના ભોગનું સ્થાન છે. એ અન્ન રૂપ પૃથ્વીમાંથી ઉત્પન્ન થાય છે અને મરણ પામીને અન્નરૂપ પૃથ્વીમાંજ લય પામે છે-શૂક્ષ્મ શરીર પાંચ અપંચીકૃત તત્વોનું બનેલું કર્મથી નીપજેલા સુખ દુઃખના ભોગનું સાધન છે એને પાંચ જ્ઞાન ઇન્દ્રિયો છે. કાન નાક આંખ જીભ અને ત્વચા (ચામડી) એ અવયવોદ્વારા શબ્દ, સ્પર્શ, રૂપ, ગંધ અને સ્વાદના વિષયો ભોગવાય છે.

એ શૂક્ષ્મ શરીરમાં પાંચ પ્રાણ હોય છે અને પાંચ કર્મ ઇન્દ્રિયો ધરાવે છે તે થકી વાણી, હાથ, પગ, ગુદા (મલ ત્યાગના અવયવ) અને ઓલાદ ઉત્પન્ન કરનારા અવયવના કાર્ય થાય છે વળી એ શૂક્ષ્મ શરીર ચાર વૃત્તિઓવાળુ એક અંતઃકરણ ધરાવે છે. બુદ્ધિ એટલે નિશ્ચય કરનારી વૃતિ, અહંકાર એટલે હુંપણાવાળી વૃતિ, ચિત્ત એટલે પાંચે ઇન્દ્રિયોના વિષયનું જ્ઞાન કરાવનારી વૃતિ અને મન એટલે મોહ અને ઇચ્છાવાસના પ્રકટ કરનારી વૃતિ. એટલા શૂક્ષ્મ શરીરના અંગો છે-કારણ શરીર, શૂક્ષ્મ અને સ્થુળ શરીરોનું કારણ ( ઉત્પન્નનું મૂળ ) રૂપ છે.

એ આવરણ શકિત વાળુ અવ્યક્ત તત્વ તે મૂળ પ્રકૃતિ છે એવા શરીર અંતઃકરણ થકી જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એવી ત્રણ અવસ્થા ભોગવે છે અંતઃકરણની ચિત્ત વૃતિ આંખ, નાક, કાન, જીભ અને ત્વચાની જ્ઞાન ઇન્દ્રિયોદ્વારા શરીર બહારનો વ્યવહાર ભોગવે છે તે જાગ્રત અવસ્થા કહેવાય છે જ્યારે આવરણ શક્તિ થકી અંતઃકરણમાં નિદ્રા ( ઉંઘ )ની અવસ્થા થાય ત્યારે ચિત્ત વૃતિ વડે સ્વપ્નમાં મનની વાસનાના વિષયોનું જ્ઞાન થાય છે એ વખત ચિત્તવૃતિ ગળામાં રહેલી હિતા નામની નાડીમાં સ્થાન કરી રહે છે–જ્યારે ભર ઉંઘની હાલત અંતઃકરણની-થાય છે તેને સુષુપ્તિની સ્થિતિ કહે છે તે વેળા ચિત્તવૃતિ હિતા નાડીમાંથી ઉતરી અંતઃકરણના કારણ શરીરમાં લય થઈ જાય છે તે અવ્યક્ત તત્વ હોવાથી ચિત્તની વૃતિ કશુ જ્ઞાન કરાવી શક્તી નથી પણ શાંત સ્થિર રહે છે તેથી ઉંઘમાં કશું સ્વપ્ન જોયું નહિ ને સુખે શાંત સુતા એટલુંજ માત્ર સુખનું ભાન રહે છે. એવી રીતે શરીર માત્ર ત્રણ અવસ્થા ભોગવે છે.

પ્રકૃતિમાંથી પ્રકટ થતા આકાશ વિગેરે પાંચે તત્વો તમો ગુણી, રજો ગુણી અને સત્વ ગુણી હોય છે. આકાશના સત્વ ગુણના અંશમાંથી કાનની ઇન્દ્રિ નીપજે છે તેનો વિષય શબ્દ (અવાજ) છે. વાયુના સત્વ ગુણના અંશમાંથી ત્વચા ઇન્દ્રિ નીપજે છે તેનો વિષય સ્પર્શ (touch) છે. અગ્નિના સત્વ ગુણના અંશમાંથી આંખની ઇન્દ્રિ નીપજે છે તેનો વિષય રૂપ છે, જળ (પાણી) તત્વના સત્વ ગુણના અંશમાંથી જીભ ઇન્દ્રિ નીપજે છે તેનો વિષય રસસ્વાદ છે. પૃથ્વી તત્વ સત્વ ગુણના અંશમાંથી

નાકની ઇન્દ્રિ નીપજે છે તેના ભોગનો વિષય ગંધ (smell) છે. કાન, ત્વચા, નેત્ર, જીભ અને નાક એ શરીરના અવયવો કહેવાય છે. તે દ્વારા જ્ઞાન કરાવનારી સૂક્ષ્મ ઇન્દ્રિયો સાધન છે.

એ પાંચે તત્વોના સત્વ ગુણ એકઠા મળીને અંતઃકરણ રચાયુ છે તેની ચિત્તવૃતિ એ પાંચે જ્ઞાન ઇન્દ્રિયોના વિષયોનું જ્ઞાન કરાવે છે. એ ચિત્તવૃતિ આકાર પકડે છે અને તે મય (તેના જેવું) થાય છે તેથી તે તે સ્થુળ સૂક્ષ્મ પદાર્થ જોયું જાણ્યું એવું જ્ઞાન થાય છે—આંખ દ્વારા ચીત્ત વૃતિ બહાર દુર જઇને પદાર્થનો આકાર પકડે છે તેની છાપ અંતઃકરણમાં પડે છે તેથી આવું જોયું એમ જ્ઞાન થાય છે. પદાર્થને આકાર સાથે ગુણ પણ રહે છે તે બંન્નેને ચિત્તવૃતિ પ્રકાશે છે દાખલા તરીકે કાનના વિષય શબ્દ (અવાજ) ને તે સંભળાવે છે અને તે ઉપરાંત તેના ગુણ એટલે અમુક ગાયનના અવાજ અને તેનો રાગ જુદા જુદા હોય તેનું જ્ઞાન કરાવે છે. સુગંધની ગંધ ઉપરાંત જુદી જુદી ગંધનું પણ જ્ઞાન કરાવે છે. જીભ વડે કેરી અને કેળા બંન્ને પદાર્થ આકાર ઉપરાંત તેની જુદી જુદી મીઠાશ (તેના ગુણ)નું પણ જ્ઞાન કરાવે છે એમ પાંચે જ્ઞાન ઇન્દ્રિયોના વિષયોના પદાર્થાકાર અને ગુણ મય બનીને ચિત્ત જ્ઞાન કરાવે છે.

સ્થુળ શરીર અવયવો ધરાવે છે સૂક્ષ્મ શરીર તેને લગતી ઇન્દ્રિયો ધરાવે છે તે ઇન્દ્રિયોમાં અંતઃકરણની ચિત્તવૃતિ પહોચી તેને ઇન્દ્રિયોના ભોગ વિષયોનું જ્ઞાન (અનુભવ) કરાવે છે. ઇન્દ્રિ આગળ ચિત્ત રજુ થતું નથી ત્યારે તે ઇન્દ્રિના વિષયનું જ્ઞાન થતું નથી દાખલા તરીકે આપણું ચિત્ત બીજે ઠેકાણે રોકાયું

હોય ને કોઈ બુમ પાડે છતાં અવાજ કાને આવી શકયો હોય તોપણ આપણે તે શાંભળતા નથી એમ દરેક ઇન્દ્રિયો વિષે સમજવું ટુકમાં ચિત્ત વિના જ્ઞાન ઇન્દ્રિયો અને અવયવો નો વ્યવહાર અશક્ય છે.

શૂક્ષ્મ શરીરમાં પાંચ કર્મ ઇન્દ્રિયો છે આકાશના રજો ગુણના અંશમાંથી વાણીની ઇન્દ્રિ નીપજે છે તેનો અવયવ મોઢુ છે. વાયુ તત્વના રજો ગુણના અંશમાંથી હાથની ઇન્દ્રિ નીપજે છે તેના અવયવો હાથો છે. અગ્નિના રજો ગુણના અંશમાંથી પગોની ઇન્દ્રિ નીપજે છે તેના સ્થુળ અવયવ પગો છે. જળ (પાણી) તત્વના રજો ગુણના અંશમાંથી આલાદ ઉત્પન્ન કરવાની ઇન્દ્રિ નીપજે છે તેના અવયવો શરીરના ગુપ્ત ભાગો છે. પૃથ્વી તત્વના રજો ગુણના અંશમાંથી ગુદાની ઇન્દ્રિ નીપજે છે તેના તેના અવયવો મલ ત્યાગ કરવાનો અવયવો છે. એ પાંચે તત્વોના રજો ગુણના અંશથી પાંચ પ્રાણ નીપજે છે તે શરીરમાં પાંચ સ્થાન કરીને રહ્યા છે એ પ્રાણ થકીજ ક્રીયા અને ગતી હોય છે.

અવયવો વાળો સ્થુળ દેહ પાંચે તત્વોના તમો ગુણના અંશમાંથી નીપજે છે. એ પાંચે તત્વો આગળ જણાવી ગયા તે રીતે પંચીકૃત થઈ ને એટલે સ્થુળ રૂપ થઇને શરીર બને છે. એવી રીતે બનાવટમાં પીંડ (શરીર) અને બ્રાહ્માંડનું એક પણું હોવાનું ખુલ્લુ સમજાય છે, પ્રાણી માત્રમાં એકેકથી શૂક્ષ્મ ત્રણ શરીરો પાંચ જ્ઞાન ઇન્દ્રિયો, પાંચ કર્મ ઇન્દ્રિયો, પાંચ પ્રાણ, ચાર વૃતિઓ વાળુ એક અંતઃકરણ સમાયલાં હોય છે. ખનીજ,

વનસ્પતિ, જંતુઓ પશુ પક્ષીઓના શરીરમાં પણ પરમાત્માએ એવુંજ સાંચાકામ જાણે ગોઠવ્યું છે પણ ત્યાં તે તત્વો મનુષ્ય જેટલા ખીલેલા ન હોવાથી સ્પષ્ટ જણાતા નથી. અંતઃકરણના કારણ શરીરમાં જેવી વાસના હોય તેવું તેનું શુક્ષ્મ શરીર તેમાંથી પ્રકટ થાય છે અને જેવું શુક્ષ્મ શરીર તેવું સ્થુળ શરીર બંધાય છે. ખનીજમાંથી વનસ્પતિ ખીલે છે. તેમાંથી જંતુ વર્ગ ખીલે છે તેમાં પશુ પંખીઓ ખીલે છે અને તેમાંથી અંતે મનુષ્ય ખીલે છે. એ ખીલવણી અંતઃકરણ એટલે જ્ઞાન થકી થાય છે.

જ્ઞાન સમય અને જન્માંતર થકી ખીલતું જાય છે અને વાસના શુદ્ધ શુધરતી જાય છે. દાખલા તરીકે પશુ વાસના ને શુધરી મનુષ્ય વાસના થાય છે ત્યારે મનુષ્યનું શરીર બંધાય છે ને માણુસ જાતની ખાસીયત દેખાડે છે વાસના તેજ ખાસીયત છે વિચાર શકિત વાળુ પ્રાણી તે મનુષ્ય છે તેની પણ જેમ જેમ વિચાર શક્તિ ખીલે છે તેમ તેમ તેને જ્ઞાન શુદ્ધ થતું જાય છે અને આખરે મુક્તિને લાયકનું થાય છે ત્યારે જીવતા જીવત એવા મનુષ્ય શરીરમાં સચ્ચિદાનંદ પરમાત્માના અખંડ આનંદનો અનુભવ કરી શકાય છે. એ સિદ્ધ વાત છે.

## સગુણ બ્રહ્મ એટલે ઈશ્વર અને આત્મા

બ્રહ્મ એટલે પરમાત્મા, નિરંજન નિરાકાર અનંત અખંડ સહુથી સૂક્ષ્મ સર્વ વ્યાપક સર્વ શક્તિમાન સર્વજ્ઞ એવાં પરમાત્મા ને નિગુણ બ્રહ્મ કહે છે.એવા અનંત બ્રહ્મમાં અનેક બ્રહ્માંડો છે તે બ્રહ્માંડ માં વ્યાપી રહેલા બ્રહ્મ સગુણ બ્રહ્મ અથવા ઈશ્વર કહે વાય છે તે બ્રહ્માંડને નીભાવે છે અને નિયમમાં રાખે છે અને

લય પણ કરે છે તેથી બ્રહ્માંડના નિયંતા ગયાય છે. બ્રહ્મ ચૈતન્ય છે અને બ્રહ્માંડ અચેતન જડરૂપ છે છતાં વ્યાપી રહેલા ચૈતન્ય બ્રહ્મ થકી બ્રહ્માંડ ચૈતન્ય બતાવી શકે છે. લોઢાનો ગોળો અગ્નિ વ્યાપી રહેવાથી અગ્નિ રૂપ બને છે તેમ ચૈતન્ય રૂપ બ્રહ્મના વ્યાપી રહેવાથી અચેતન જડ બ્રહ્માંડ પણ ચૈતન્ય બતાવે છે. અનંત નિર્ગુણ બ્રહ્મ અથવા પરમાત્માનો એવા બ્રહ્માંડમાં રહેતો અંશ (part) સગુણ બ્રહ્મ અથવા ઈશ્વર કહેવાય છે. અને પ્રકૃતિ જેનું બ્રહ્માંડ બન્યું છે તે ઈશ્વરની ઉપાધિ (cover) કહેવાય છે.

જેમ બ્રહ્માંડની ઉપાધિ વાળા બ્રહ્મ ઈશ્વર કહેવાય છે તેમ શરીરની ઉપાધિ (cover) વાળા બ્રહ્મ આત્મા કહેવાય છે એ ચૈતન્ય રૂપ આત્મા થકીજ શરીરો ઇન્દ્રિયો વગેરે ચૈતન્ય બતાવે છે. શરીરો ઇન્દ્રિયો પ્રાણો અને અંતઃકરણ વૃત્તિઓ સહિત અચેતન જડ છે કેમકે તે જડ પ્રકૃતિના બનેલા છે. પણ અગ્નિ થકી લોઢુ તપીને લાલ અગ્નિ મય બને છે તેમ ભિતર ચૈતન્ય રૂપ આત્મા વ્યાપી રહેવાથી શરીર વિગેરે ચૈતન્ય મય બને છે. અને પોતાનો વ્યવહાર કરી શકે છે. એવી રીતે પરમ તત્વ બ્રહ્મ એટલે પરમાત્મા એકજ અખંડ છતાં પરમાત્મા, આત્મા અને ઇશ્વર એવી ત્રણ સ્થિતિમાં ત્રણ નામે ઓળખાય છે.

આકાશ અસંખ્ય ઘડા કે પ્યાલામાં મળતું રહે છે તેમ શરીરો જ્યાં જાય ત્યાં તેમાં સર્વવ્યાપક બ્રહ્મ રહેલા હોય છેજ તે આત્મા કહેવાય છે એ આત્મા કાંઇ અમુક અંશ કે ભાગ અમુક શરીરમાં ચીટકી રહેલો હોતો નથી પણ જુદા જુદા ઘડામાં એકજ અખંડ આકાશ મળતું રહે છે તેમ સર્વ વ્યાપક બ્રહ્મ

શરીર જ્યાં જાય ત્યાં એકજ અખંડ તત્વ રૂપે શરીરમાં રહે છે. અમુક બ્રહ્માંડના જુદા જુદા પ્રાણીઓ (મનુષ્યો સહિત)માં એકજ અખંડ તત્વરૂપે બ્રહ્મ રહેલા છે તે પ્રાણીઓના આત્મા કહેવાય છે અને તે (universal) સામાન્ય આત્મા એકજ છે એમ કહેવાય છે અર્થાત સઘળા પ્રાણીઓના આત્મા એકજ અખંડ આત્મા છે.

## આત્મા અને જીવ

ચૈતન્ય બ્રહ્મ સહૂથી સૂક્ષ્મ તત્વ છે તેના કશાથી ભાગ પાડી શકાતા નથી કે તે ઘેરાતુ નથી પણ આકાશ તત્વ જુદા જુદા ધાટના વાસણોમાં અખંડ છતાં ઢંકાયલું રહે છે તેમ પ્રકૃતિના જડ ઘટ તત્વ વડે ચૈતન્ય બ્રહ્મ ઢંકાયલું રહે છે અને પ્રકૃતિની આવરણુ શક્તિ અને વિક્ષેપ શક્તિની ઉપાધિ (cover) સહિત જુદા જુદા નામ રૂપ જીવો અને જગત જેવું જણાય છે. ઘડા, પ્યાલા કે બાટલીમાંનું આકાશ અખંડ છતાં જુદા જુદા નામ રૂપ ધરાવે છે પણ તેમાં ઢંકાતુ આકાશ તત્વ ઘડો પ્યાલો ને બાટલીની ઉપાધિ ફુટી જતાં એકજ અખંડ તત્વ રહે છે તેમ અખંડ ચૈતન્ય બ્રહ્મ પ્રકૃતિને લીધેજ જુદા નામ રૂપે જણાય છે. એ ચૈતન્ય બ્રહ્મ સઘળા શરીરોમાં વ્યાપીને અંતઃકરણુને પ્રકાશે છે તે અખંડ રૂપે સઘળા શરીરોનો એક સામાન્ય આત્મા કહેવાય છે.

આગળ સમજાવી ગયા તેવા તત્વોવાળા શરીરોમાં એ આત્મા ન હોય તો તે શરીરો ચૈતન્યવાળા જીવતા ન હોય. ચૈતન્ય આત્મા ભિતર બહાર સર્વવ્યાપક હોય છે પણ જેમાં

અંતઃકરણનું તત્વ હોય તેમાંજ જીવન (life) પ્રકટ થાય છે અને અગ્નિવાા વ્યાપી રહેવાથી લોઢું અગ્નિ રૂપ બને છે તેમ ચૈતન્ય રૂપ આત્મા થકી શરીર સઘળા તત્વો સહિત ચૈતન્ય રૂપ થઇ પોતપોતાનો વ્યવહાર કરી શકે છે. અંતઃકરણની ઉત્પતિ થતાંજ તેમાં અખંડ સર્વવ્યાપક આત્મા લોઢામાં અગ્નિ શુક્ષ્મ અંતઃકરણની સાથે એકપણાને પામે છે ત્યારથી અંતઃકરણની બુદ્ધિ એટલે વિજ્ઞાનમયકોશ ચકચકીત પ્રકાશે છે અને તેની અહંકારવૃતિ હું પણાનુ ભાન કરાવતી રહે છે મોક્ષ ( મુક્તિ ) થાય ત્યાં સૂધી એ અનાદિ એકપણુ ટકે છે અને કર્મનો ક્ષય થાય અને જ્ઞાન થાય ત્યારેજ એ સંબંધ છુટે છે.

અંતઃકરણની સુષુપ્તિ, સ્વપ્ન અને જાગ્રત એવી ત્રણ અવસ્થા છે. સુષુપ્તિમાં અહંકાર વૃતિ લય થયલી રહે છે. સ્વપ્ન માં સહજ પ્રકટેલી રહે છે અને જાગ્રત અવસ્થામાં સંપૂર્ણ ખીલેલી રહે છે. એ અહંકાર વૃતિ સહિત ચકચકીત બુદ્ધિ એટલે વિજ્ઞાનમયકોશ શરીરના ખેલ જીવ તરીકે ચલાવે છે. અંતઃકરણ પાંચે મૂળ ભૂતો (પંચ તત્વ)ના સત્વગુણનું બનેલું છે એ શુદ્ધ સત્વગુણ ભોકતા છે. ઇન્દ્રિયો રજોગુણની બનેલી છે તે શુક્ષ્મ ઇન્દ્રિયો ભોગના સાધન છે અને તમોગુણના બનેલા સ્થુળ પદાર્થો ભોગ્ય એટલે ભોગની વસ્તુ છે. એવી રીતે પ્રકૃતિજ ચૈતન્યમય બનીને પ્રકૃતિનેજ ભોગવે છે અને કર્માનુસાર સુખદુઃખને પામે છે.

ભોકતા, ભોગ અને ભોગ્ય એ ત્રણે મળીને ત્રિપૂટી કહેવાય છે એ ત્રિપૂટીને એટલે એ ત્રણેને પ્રકાશનાર એટલે ત્રણેની

જાણુ કરાવનાર ભિત્તર બહાર વ્યાપી રહેલા ચૈતન્ય આત્મા છે તે એ ત્રિપૂટીથી પર (above) છે. તેને પ્રકૃતિના સુખદુઃખ પહોંચી શકતા નથી અને સચ્ચિદાનંદ ચૈતન્ય આત્મા પોતેજ આનંદ રૂપ છે તેના આનંદ થકી સઘળા આનંદ ભોગવાય છે તેને બીજા કોઇના આનંદની જરૂર કે હાજત હોતી નથી.

સઘળા શરીરોના અંતઃકરણોને પ્રકાશતા અખંડ આત્મા સામાન્ય કહેવાય છે. માળાના મણુકાઓને એકજ દોરો પરોવાયલો હોય છે તેમ શરીરોના ભિતરમાં રહે તો અખંડ ચૈતન્ય આત્મા એકજ છે.

તેજ સામાન્ય આત્મા અમુક એક શરીરની શૂક્ષ્મ અંતઃકરણથી ઢંકાયલા રહેતા હોય છે તે તે અમુક શરીરના પારમાર્થિક જીવ કહેવાય છે માત્ર આત્માજ એક પારમાર્થિક વસ્તુ ગણાય છે તેથી એ આત્માને પારમાર્થિક જીવ કહે છે. ઢંકાયલા રહેતા સચ્ચિદાનંદ આત્માના જ્ઞાન સ્વરૂપ ચિત્ત અંશ થકી શૂક્ષ્મ શરીરના શૂક્ષ્મ અંતઃકરણની બુદ્ધિ એટલે વિજ્ઞાનમયકોશ ચકચકીત પ્રકાશે છે તેને "ચીદાભાસ" કહે છે એ ચીદાભાસમાં સચ્ચિદાનંદ આત્માના ચિત્ત અંશના પ્રવેશ થકી અંતઃકરણ અને પ્રાણુ વિગેરે ધરાવતું શૂક્ષ્મ શરીર પોતાને કર્તા ભોકતા સમજીને વ્યવહાર કરનારો જીવ છે.

પ્રકૃતિની આવરણ શકિત અને વિક્ષેપ શકિત ચિદાભાસમાં રહેલી છે તે નિદ્રા (ઉંઘ) રૂપે જીવ અને જગતને ઢાંકે છે ત્યારે સ્વપ્નાવસ્થામાં શૂક્ષ્મ શરીરનો વ્યવહાર સત્ય હોય તેમ હું પણાથી

જીવ ચલાવે છે તે સ્વપ્ન જગત અને સ્વપ્ન જીવ તે હાલત હોય ત્યાં સુધીનાજ હોય છે એટલે તે સ્વપ્ન જગતની પ્રતીતિ કાળ સુધીના જીવ છે તેથી તે પ્રાતિ ભાસિક જીવ કહેવાય છે જ્યારે જાગ્રત અવસ્થા થાય ત્યારે સ્વપ્નાવસ્થા મિથ્યા થઇ પડે છે અને તે અવસ્થાજ મિથ્યા થઈ પડે તો તેમાં પ્રાતિ ભાસિક જીવ પણું રહેતું નથી એટલે તે જીવ કલ્પિત છે શૂક્ષ્મ સહિત સ્થુળ શરીરનો જાગ્રત અવસ્થાનો વ્યવહાર કરનાર જીવ વ્યવહારૂ જીવ કહેવાય છે તે સ્વપ્નના વ્યવહાર મિથ્યા જાણે છે અને જાગ્રતના વ્યવહાર સત્ય માને છે એવી રીતે સામાન્ય ચૈતન્ય આત્મા અમુક શરીરના જુદી જુદી સ્થિતિમાં ત્રણ રૂપે જીવ કહેવાય છે. પ્રાતિભાસિક જીવનો મૂળ સતચિત્ત અને આનંદનો સ્વભાવ જાગ્રત વ્યવહારૂ જીવમાં લય થઈ જાય છે એટલે એક રૂપ થઈ જાય છે અને જ્ઞાન બળે વ્યવહારૂ જીવના સચ્ચિદાનંદ ચૈતન્ય આત્માના સતચિત અને આનંદના અંશો મૂળ પારમાર્થિક જીવમાં લય પામી એક રૂપે રહે છે જે જે પ્રકટ થાય છે તે ચૈતન્ય બ્રહ્મ અને પ્રકૃતિના બનેલા છે તેમાં ચૈતન્ય બ્રહ્મ એટલે આત્માના સતચિત્ત અને આનંદ એવા ત્રણ અંશ અને પ્રકૃતિના નામ અને રૂપ મળી બે અંશ હોય છે આત્મજ્ઞાન થવાથી તે પ્રકૃતિના બે અંશ નામરૂપ જીવને મિથ્યા સમજાય છે તેને જીવ તજી દે છે અને બાકીના ત્રણ અંશ સતચિત્ત અને આનંદ એટલે સચ્ચિદાનંદ સ્વરૂપે જીવ પોતે રહે છે કેમકે જીવનું તે સત્ય સ્વરૂપ કહેવાય છે એવી રીતે જીવ સત્ય સ્વરૂપે ચૈતન્ય આત્મા એટલે બ્રહ્મજ છે.

## અજ્ઞાન.

સત્ય વસ્તુનો અભાવ (ન હોવું) અને અસત્ય વસ્તુનો સદભાવ (હોવું) માનવો તે અજ્ઞાન કહેવાય. હું આત્મા નથી હું શરીર છું એ માન્યતા તે અજ્ઞાન છે. જીવ અહંકાર વૃત્તિ થકી હું શરીર છું એમ માને છે કેમકે શરીરમાંજ તેની વૃતિ (ધ્યાન) એકાગ્ર થયલી હોય છે તે અતિ મજબુત હોય છે અનાદિ કાળથી જામેલી હોય છે. શરીર અને જગતનાજ વિચારોમાં તે એકાગ્રતા બળવાન થયલી હોવાથી પોતાની સાથે એકપણાને પામેલા આત્માના ચૈતન્યને લીધે તે જીવ મ્હોટાં મ્હોટાં કાર્ય જગતમાં નીપજાવે છે આગગાડી બોંબ અને વિમાનો તે એકાગ્રતાના પરિણામ છે. હું પણું સ્વાર્થનું મૂળ છે. એ સ્વાર્થને લીધેજ કોઇ કોઇનું થતું નથી અને થઇ શકે પણ નહિ. આત્માના ચૈતન્ય થકી શરીરના જીવને હું છું આ મ્હારૂ છે એવો અહંકાર એટલે હુંપણું સમજાય છે પણ હું કોણ છું તેનું જ્ઞાન ન હોવાથી જીવનું તે અજ્ઞાન કહેવાય છે.

જ્યાં સુધી જીવ પોતાના સત્ય સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરતો નથી ત્યાં સુધી સ્વાર્થને માટે તરેહવાર પાપ પૂન્યના કાર્ય કર્યા કરે છે અને જન્મોના ફેરા ખાયા કરે છે કર્મનો કાયદો અચળ છે (cause & effect) નો નીયમ જગતમાં ચાલુ છે. બીજ તેવા વૃક્ષ તેમ જેવા કાર્ય તેવા ફળ નીપજે છેજ. તે સ્વાર્થ ખાતર કાર્ય થવાનાજ અને તેના ફળ ભોગવવા જન્મોના ફેરા પડવાનાજ અજ્ઞાનનું એવું ફળ સઘળા જીવો ભોગવે છે.

શરીરમાં હુંપણાના સ્વાર્થને લીધે બીજાઓની સાથે જુદાઈ

સમજાય છે અને હું અને મ્હારા ખાતર ખેંચતાણુને ઝઘડા ચાલ્યા કરે છે. જીવ પોતાના સત્ય સ્વરૂપે સચ્ચિદાનંદ છે પણ નામ રૂપના અસત્ય સ્વરૂપમાં હુંપણાનું ભાન રાખી દેહ અને સ્થુળ જગતમાંથી આનંદ મેળવવા પછાડા મારે છે. પોતાના મૂળ સ્વરૂપમાં જેટલો પૂર્ણ આનંદ નહિ મળતો હોવાથી સ્થુળ પદાર્થો આનંદ આપવા ગમે તેટલા મળે તો પણ ઓછાજ પડે છે અને તે પૂરતા નહિ જણાતા દુઃખ માને છે. જીવોના આત્મા એકજ છે પણ બુદ્ધિના સંસ્કાર એટલે ખાસીયત જુદા જુદા છે.

હું સત્ય સ્વરૂપે આત્મા છું અને મ્હારો આત્મા સઘળા જીવોનો આત્મા છે એવું જ્ઞાન જે જીવને હોતું નથી તે તે જીવનું અજ્ઞાન કહેવાય છે. એવા જીવો હું શરીર છું અમુક સ્ત્રી બાળક, માલ મીલ્કત અને ધર્મશાસ્ત્ર મ્હારાં છે એવા અહંકાર વડે હુંપણાના ભાનમાં રહે છે અને મ્હારૂં તે સૌથી સારૂ માને છે. એવા હુંપણાના ભાનને લીધે પોતાના સ્વાર્થ બીજાના સ્વાર્થ કરતા જુદા છે એમ સમજે છે. એ અજ્ઞાન દશામાં કામ ક્રોધ લોભ મોહ મદ અને ઈર્ષાને એવા જીવો વશ રહે છે તેથી બીજાને વશ કરવા બીજાનું પચાવી પાડવા અમુક વ્યક્તિ અમુક વ્યક્તિને અને અમુક જાત અમુક જાતને ત્રાસ આપે છે.

અજ્ઞાન જીવોની સંખ્યા બહુ મ્હોટી રહે છે તેઓને તેઓના ભલા ખાતર અંકુશમાં રાખવાની જરૂર છે તે જરૂરીયાતને લીધે લશ્કર અને પોલીસની ઉત્પત્તિ થઇ છે અને તે ક્ષત્રી ધર્મ કહેવાયો છે તે ધર્મ પાળનારા રક્ષણને બદલે ભક્ષણ કરનારા થઇ ભ્રષ્ટ થાય છે ત્યારે જગતમાં અંધેર વ્યાપી રહે છે અને રાજા

તેમજ પ્રજા બન્ને દુઃખ પામે છે. શરીરમાં હુંપણુાના અજ્ઞાનને લીધે સ્વાર્થ બહુ તીવ્ર રહે છે જે સુખ આપતું જણાય તેજ એવા સ્વાર્થિને પ્રિય લાગે છે પછી ખરેખરૂં સુખ આપતું હોય કે ન હોય પણ સુખ આપતું સ્વાર્થિને જણાય તોજ પ્રિય લાગે છે જ્યારે તેને સુખ આપતું જે જણાતું નથી ત્યારે તેને અપ્રિય માને છે. સૌ પોતાનેજ સુખ મળે એમ ઇચ્છે છે. જન્મોજન્મના સંસ્કાર=ખાસીયત જુદી જુદી હોવાથી જીવોની પસંદગી અને નાપસંદગી જુદી જુદી રહે છે.

એવા અજ્ઞાનને લીધે સ્વાર્થ અને એવા સ્વાર્થને લીધે સ્ત્રી બાળક માલ મિલ્કત પોતાને સુખ આપે છે તેટલા માટેજ પુરૂષને પોતાને પ્રિય હોય છે. તેમજ સ્ત્રી કે બાળક કે સગા-સ્નેહીઓ પોતાને સુખ આપતા જણાય તેનેજ પ્રિય ગણે છે સંસારમાં ગરજા ગરજે સહુ મળ્યા છે પણ થોડી કે ઘણી બેવફાઇના ઝઘડા તો ચાલુજ રહેવાના અને જેમ સ્વાર્થ (તીવ્ર) તેમ તેવી બેવફાઈથી દુઃખ તીવ્ર લાગવાનું જ્ઞાની સાથે અજ્ઞાન જન એવોજ વર્તાવ રાખે છે પણ તત્વ જ્ઞાનને લીધે જ્ઞાનીને અજ્ઞાની જેટલું દુઃખ થતું નથી. એવા અજ્ઞાન થકી સ્વાર્થ હોય છે, સ્વાર્થ થકી લોભ રહે છે લોભ થકી અશાંતિ રહે છે અને અશાંતિ થકી દુઃખ રહે છે એમ અજ્ઞાન દુઃખનું મૂળ કહેવાય છે.

દરેક ધર્મ સત્ય ન્યાય અને ફરજ શીખવે છે તે થકી એવા સ્વાર્થ નરમ પડે છે અને સ્વાર્થ નરમ પડે છે તો દુઃખ પણ નરમ પડે છે—ધર્મ હંબગ છે એવી બુમો પાડનારા ભાઇઓ એટલું વિચારી લઈ ધર્મો સામે બખાળા કાઢતા અટકે તો

સારૂં. સામાન્ય ધર્મો પાળતાં સ્વાર્થ ઘટતો જાય છે અને પરમાર્થ વધતો રહે છે તે જીવનું પ્રગતિકરણ (evolution) કહેવાય છે. અજ્ઞાની પ્રજાને પોતાના ધર્મમાં મોહ બહુ રહે છે–તેના સ્વાર્થને લીધે પરધરમવાળા પર બહુ ત્રાસ ગુજર્યાં છે તે જોઈ રાજકારણમાં ધર્મ નહિ જોઇએ એવી બૂમો પાડવામાં આવે છે તેમાં ધર્મનો વાંક નથી પણ તે તે ધર્મ પાળનારાના અજ્ઞાન અને સ્વાર્થનો વાંક છે જ્ઞાન સહિત તે ધર્મ રાજ માટે તો ઉલટો ફાયદો કરે છે.

## જ્ઞાન.

જન્મોજન્મ જીવતે અનુભવ વધતો જાય છે પૂન્યના લાભ અને પાપના ગેરલાભનું ભાન થાય છે અને જીવ પ્રગતિ (evolution) માં આગળ વધે છે–કુદરતની નેમ સઘળા જીવોને પોતાના સત્ય સ્વરૂપનું જ્ઞાન કરાવવાની છે તે જ્ઞાન થવા માટે હૈયાતીની જરૂર છે તે હૈયાતીને મદદ કરવી તે કુદરતની નેમને પાર પાડવામાં મદદ કરવા સમાન છે તેથી તેવા કાર્ય પૂન્ય કહેવાય છે અને હૈયાતીને નુકસાન પહોંચે તેવા કાર્ય કુદરતની નેમ વિરૂદ્ધ હોવાથી પાપ કહેવાય છે તે કુદરત સાંખતી નથી તેથીજ અહીંસા પરમો ધર્મ મનાય છે. અહીંસા એટલે ઇજા નહિ કરવી તે. એમ જન્મેજન્મ પૂન્યનો વધારો અને પાપનો ક્ષય થાય, નિષ્કામ ભક્તિ વડે ઇશ્વર પ્રસન્ન થાય, સેવાથી ગુરૂ રાજી થાય ત્યારે જીવ જ્ઞાન માર્ગે ચઢે છે.

વિષય ભોગના પદાર્થો મેળવતા અને તેને સંભાળતા જે રાત દિવસ ચિંતા અને કષ્ટ વેઠવા પડતા હતા છતાં તેની

તૃષ્ણા તો વધતી જતી હતી અને શાંતિ કે તૃપ્તિ તો પ્રાપ્ત થતીજ નહોતી તે યાદ કરે છે ત્યારે પોતાના અજ્ઞાન માટે તિરસ્કાર આવે છે અને તેવા ભોગ પદાર્થો ઉપર વૈરાગ અને દોષ દષ્ટિથી જુએ છે. શરીર સઘળા ભય અને શોકનું કારણ સમજાય છે અને જન્મ એવા શરીરનું કારણ છે એમ ખાત્રી થાય છે એવા જન્મના ફેરામાંથી ઉગરવા માટે જીવ તૈયાર થાય છે. તેને જ્ઞાની ગુરૂ સમજાવે છે કે તમો ગુણ થકી વાસના રહે છે. તે કર્મ બંધન નીપજાવે છે. કર્મબંધન જન્મનું કારણ છે. અખંડ આનંદની પ્રાપ્તિ માટે અલ્પ આનંદ વાળા અને તૃષ્ણાવધારનારા દુઃખ આપનારા ભોગ પદાર્થો પર દોષ દષ્ટિ અને વૈરાગ રાખવો. તેથી મન (ઇચ્છા પ્રકટ કરનાર વૃત્તિ) નિષ્કામ (ઇચ્છા વિનાની) થશે, નિષ્કામ થવાથી મનનો લય થશે એટલે ઇચ્છા પ્રકટ કરવાની ચળવળ બંધ પડશે મનનો એમ લય થવાથી પોતાના સચ્ચિદાનંદ આત્મ સ્વરૂપનું જ્ઞાન પાપ્ત કરવા જીવ સમર્થ થશે.

જ્ઞાની ગુરૂ એવું શાસ્ત્રનું તત્વજ્ઞાન શીખવે છે અને આત્મ તત્વ અને શરીરના તત્વો છુટા છુટા બતાવી ખાત્રી કરાવે છે કે જીવ શરીર નથી પણ આત્મા છે. એવું આત્મજ્ઞાન પરોક્ષ ( incerect ) આત્મ જ્ઞાન કહેવાય છે આત્મા સ્વરૂપનું જ્ઞાન એટલે આત્મ તત્વ કેવું છે તેની સમજણ તે આત્મ જ્ઞાન કહે-વાય છે-આત્મા અંતઃકરણની વૃતિથી પર હોવાથી અનાત્મ તત્વો એટલે આત્મા નહિ તેવા તત્વો એક પછી એક દેખાડી તે તત્વ આત્મા નથી એમ સમજાવતા બાકી છેલ્લુ તત્વ અવશેષ રહે તે આત્મા છે એમ શીખવવું પડે છે. ભોક્તા ભોગ અને

ભોગ્ય એ ત્રણેની જાણુ કરાવનાર=પ્રકાશનારને ત્રિપૂટીથી પર એવા આત્મા છે તે આત્મા શરીરમાં સાક્ષી કહેવાય છે કેમકે અમુક બનાવની ખબર સાક્ષી થકીજ પડે છે શરીરમાં આત્મા ન હોય તો જીવના વ્યવહાર જેવા કે મનનો વિચાર વિગેરે અંધકારમાંજ રહી જાય તેની ખબર પણ પડે નહિ. દિવસના વ્યવહારને પ્રકાશતા સૂર્ય અને રાત્રીના વ્યવહારને પ્રકાશતા દીવા થકીજ વ્યવહારની ખબર પડે છે તેમ શરીરમાના ભિત્તરને પ્રકા-શતા આત્મા થકીજ શરીરના વ્યવહારની ખબર પડે છે એવા આત્મા સાક્ષી અથવા દ્રષ્ટા કહેવાય છે.

દ્રષ્ટા એટલે જોનારો સાક્ષી અને દ્રષ્ય એટલે જોવાની વસ્તુ. હંમેશાં દ્રષ્યથી દ્રષ્ટા જુદોજ હોય છે તે સૌ સમજી શકે છે. દ્રષ્ય એટલે નામ રૂપવાળી વસ્તુ અમુક ફેરફારનો પોતેજ જોનાર દ્રષ્ટા થાય તે સંભવતું નથી પણ જે એક રૂપ હોય તેજ દ્રષ્ટા એટલે જોનાર સાક્ષી હોઇ શકે છે. નામરૂપવાળી વસ્તુનો દ્રષ્ટા જોનાર આંખ જણાય છે પણ આંખ વિકારને આધાન છે મારી આંખ તેજ હતી હવે ઝાંખ મારે છે એમ જોનાર અન્ય અંતઃકરણની વૃતિ છે તે આંખનો દ્રષ્ટા સમજાય છે અને આંખ દ્રષ્ય રૂપ બને છે એ વૃતિ પણ ભયવાળા ક્રોધવાળી લોભવાળી એવી વિકારી= ફેરફારને આધીન છે એકરૂપ રહેતી નથી તેથી તે વૃત્તિ પણ દ્રષ્ટા હોય તે સંભવતું નથી. વિકારી વસ્તુ નામ રૂપવાળા દ્રષ્યજ હોઈ શકે તેમ એ અંતઃકરણની વૃત્તિ પણ દ્રષ્ય ઠરે છે તેનો દ્રષ્ટા જુદોજ હોવો જોઇએ એવો વૃતિના ફેરફારો જોનારો સાક્ષી રૂપ ચૈતન્ય આત્મા છે એ છેવટનો અંતીમ દ્રષ્ટા છે તે સ્વયં

પ્રકાશ પોતાની ખૂબી વડેજ પોતે પ્રકાશનારો ચૈતન્ય આત્મા એટલે પરમાત્માં છે એને પ્રકાશનાર અન્ય કોઈ તત્વ નથી–એજ ચૈતન્ય આત્મા અમુક જીવનું સત્ય સ્વરૂપ છે તે અસત્ય સ્થુળ શુક્ષ્મ શરીરો અને ઇન્દ્રિયોથી ભીન્ન (જુદો) છે.

એવું તત્વજ્ઞાન જાણનાર જીવ પોતે સચ્ચિદાનંદ ચૈતન્ય આત્મા છે એમ જાણે છે. એ પરોક્ષ (inderect) આત્મજ્ઞાન થયું કહેવાય છે અને હું શરીર છું એવું અજ્ઞાન હું આત્મા છું એવા જ્ઞાનમાં લય થયું ગણાય છે. ચૈતન્ય જ્ઞાન અને પ્રકાશ એ ત્રણે શબ્દો એકજ અર્થ સુચવે છે. ચૈતન્ય આત્મા સ્વયં-પ્રકાશ અને સ્વત સિદ્ધ છે. આત્મા હું છું એમ સદા અનુભવાય છે તે તેનો સદભાવ પૂરવાર કરે છે એટલે પોતે સદા હાજર-નાજર છે એ સિદ્ધ વાત છે જ્ઞાતા જ્ઞાન અને જ્ઞેય એટલે જ્ઞાનં કરનાર જ્ઞાન અને જ્ઞાનનો વિષય એ ત્રણે મળી પ્રકૃતિની ત્રિપૂટીને પ્રકાશનાર હું જાણું છું એવો ત્રિપૂટીથી પર ચૈતન્ય આત્મા છે જે હું કરીને અનુભવાય છે તેજ જીવનું સત્ય સ્વરૂપ છે તેજ દ્રષ્ટા છે. શરીર દશ્ય છે તેથી તેનો દ્રષ્ટા આત્મા શરીરથી જુદો છે તે આત્મા હું છું.

## વિજ્ઞાન.

આત્માનું અપરોક્ષ (derect) જ્ઞાન થાય ને આત્માનું યથાર્થ જ્ઞાન કહેવાય અને તે આત્મા અને પરમાત્મા એકજ અખંડ તત્વ હોવાથી તેવું જ્ઞાન આત્મા પરમાત્માના ઐક્યનું જ્ઞાન (અનુભવ) કહેવાય છે તેને વિજ્ઞાન કહે છે એવા વિજ્ઞાનનો જાતી અનુભવ કરવાની લાયકાત પ્રાપ્ત કરવા નીચે મુજબ

મુમુક્ષુ (મુક્તિ ઈચ્છનાર) એ ખાસ કેળવણી સિદ્ધ કરવાની છે. એ કેળવણી સાધન સંપતી કહેવાય છે જગતમાં અજ્ઞાન દુઃખનું મૂળ ગણાય છે તે આવા સાધન સંપત્તિ પ્રાપ્ત કરવાથી નિર્મૂળ થાય છે કેમકે અજ્ઞાનના સૈનિકો કામ ક્રોધ લોભ મોહ મદ અને ઈર્ષા એ સાધન સંપત્તિની પ્રાપ્તી થકી ઠંડા પડી જાય છે અને યથાર્થ જ્ઞાન એટલે સત્ય જ્ઞાન અપરોક્ષ રીતે અનુભવાય છે. એવી રીતે જગતના દુઃખ દૂર થાય છે અને જીવમાં જીવતા-જીવત ઇશ્વરી આનંદ છવાઈ રહે છે.

## મુમુક્ષોએ પ્રાપ્ત કરવાની સાધન સંપતિ.

શાશ્વત ( કાયમનું ) સુખ શોધનારને મહાત્મા ગુરૂ નીચે જણાવેલા સાધન સંપતિ પ્રાપ્ત કરવા કહે છે કેમકે તે જ્ઞાન થવા માટે આવશ્યક છે.

વિવેક—પરમાત્મા નિત્ય એટલે હમેશના કાયમ છે તેથી તે સત્ય છે અને જગત અનિત્ય એટલે હમેશનું નહિ એવું ચાલુ બદલાતું રહે છે તેથી અસત્ય એટલે મિથ્યા છે એવી સત્યાસત્યની સમજણ રાખવી તેને વિવેક કહે છે.

વૈરાગ્ય—આલોક તેમજ પરલોકના સુખ ભોગના પદાર્થો નિત્ય નથી તૃપ્તિ આપતાં નથી તેથી ખરૂ સુખ શાંતિ આપનારા નથી એમ જાણી તેમાં ત્યાગ બુદ્ધિ રાખવી અને તે મેળવવાને ઈચ્છા ન કરવી તેને વૈરાગ્ય કહે છે.

મુમુક્ષપણુ—જગતમાં વૈરાગ્ય રાખી મુક્તિ મળે એવી તીવ્ર ઈચ્છા રાખવી તેને મુમુક્ષપણુ કહે છે. એવી રીતે વિવેક, વૈરાગ્ય અને મુમુક્ષપણાનો નિશ્ચય કરીને શમ, દમ આદિ ૭

સંપત્તિ પ્રાપ્ત કરવી.

શમ—ચિત્તને જ્યાં દોરવવું હોય ત્યાંજ દોરવાય એવું વશ રાખવું જગતમાં કર્માનુસાર જે કામ કરવું પડે તેટલે વખત તે કામમાં ચિત્તને રોકી રાખવું અને તે કામ પૂરૂં થયું કે પરમાત્માના ચિંતનમાં લગાડી દેવું. છૂટું ભટકવા દેવું નહિ તેને શમ કહે છે.

દમ—આંખ કાન ઈત્યાદિ જ્ઞાનેદ્રિયો મારફતે બહારની વસ્તુઓમાં ચિત્તને ઝુકી જવા દેવું નહિ. જગતના પદાર્થો શાશ્વત સુખ આપનારા નથી નિત્ય નથી એવા નિશ્ચયથી અંતઃકરની વૃત્તિઓને તે પદાર્થોમાં મોહ ઉત્પન્ન થાય એટલો સમય વળગાડી રાખવી નહિ પણ તેમાંથી ખેંચી લઇને પરમાત્માના ચિંતનમાં સ્થિર કરવી તેને દમ કહે છે.

શ્રદ્ધા—સઘળી શંકાઓનું ખાત્રી પૂર્વક સમાધન કરી પછી ગુરૂ તથા અદ્વૈત જ્ઞાનના શિક્ષણો સત્ય છે એવો પાકો વિશ્વાસ રાખવો તેને શ્રદ્ધા (એકીન) કહે છે.

સમાધાન—શરીરને તો કર્મફળ મળવાનુંજ છે એવી શ્રદ્ધા વડે ભૂત ભવિષ્યનો વિચાર ન કરતાં વર્તમાનમાંજ રહેવું એટલે રોજનું નિત્ય કર્મ કરવાનું હોય તેમાંજ ચિત્ત રાખવું અને બાકીનો સમય પરમાત્માના ચિંતનમાં ગાળવો તેને સમાધાન કહે છે.

તિતિક્ષા—માન અપમાન, દુઃખ સુખ, લાભ હાની, ટાઢ, તડકો વિગેરે જોડકાંને શાંતિથી સમભાવે સહન કરવાં વેઠી લેવાં તેને તિતિક્ષા કહે છે.

એ સાધન સંપત્તિની કેળવણી જેટલી દ્રઢ હોય તેટલે દરજ્જે અપરોક્ષ (derect) આત્મજ્ઞાન મેળવવામાં ફતેહ મળે છે. અંતઃકરણની પોતાની ચિત્તવૃતિ થકી પાંચે જ્ઞાન ઇન્દ્રિયોના વિષયોનું જ્ઞાન થાય છે તેનો ઇશારો આગળ કરી ગયા છીએ છતાં સ્પષ્ટતા ખાતર અત્રે ફરી ટુકમાં લખીએ છીએ. કારણ શરીરમાં ચિત્તવૃતિ લય થઈ રહે છે તેથી તે સમયનું કશું જ્ઞાન થતું નથી તે સુષુપ્તિ એટલે ભર ઉંઘની હાલત કહેવાય છે. જ્યારે ગળામાં રહેલી હિતા નામની નાડીમાં ચિત્તવૃતિ રહે છે ત્યારે સ્વપ્નાવસ્થા એટલે સ્વપ્નની હાલત કહેવાય છે તે અવસ્થાના મોહ અને આગલા પાછલા સ્મરણ શુક્ષ્મ ભૂવનના શુક્ષ્મ શરીરમાંના વ્યવહારનું એ ચિત્ત જ્ઞાન કરાવે છે. જાગ્રત અવસ્થામાં આંખ જીભ કાન ત્વચા (ચામડી) અને નાકની ઇદ્રિયોના વિષયો રૂપ રસ શબ્દ સ્પર્શ અને ગંધનું જ્ઞાન પણ એજ ચિત્ત વૃતિ વડેજ થાય છે.

નામરૂપવાળા એટલે જડ પદાર્થો તરફ આંખો મારફતે શુક્ષ્મ ચૈતન્યમય ચિત્તવૃતિ સલંગ પહોચી જાય છે અને કુવાનું પાણી માટીના જુદા જુદા ઘાટના કીયારામાં જઇ તેવા આકાર પકડે છે તેમ તે સ્થુળ પદાર્થોના પ્રકૃતિના આવરણ ને ભેદી નાંખી પોતે તે પદાર્થનો આકાર પકડે છે તે આકારનો અંતઃકરણમાં બરાબર તેવોજ છાપ તુરત પડે છે તેને અંતઃકરણના ચકચકીત વિજ્ઞાનમય કોશ અથવા ચિદાભાસ કહેવાય છે તે પ્રકાશે છે ત્યારે આવો પદાર્થ છે એવું જ્ઞાન થાય છે પણ એટલુ જ્ઞાન માત્ર નકામુ છે તેથી અર્થ સરતો નથી. તે પદાર્થ એવો છે તે

મેં જોયો જાણ્યો એમ જ્ઞાન થાય તોજ જોયલું પ્રમાણ કહેવાય.

એવું જ્ઞાન કરાવનાર અંતઃકરણની અહંકાર વૃતિને પ્રકાશનાર સ્વયંપ્રકાશ ચૈતન આત્માજ છે અને તે હું હું કરીને પ્રકટ થાય છે જ્ઞાન સ્વરૂપ ચૈતન્ય આત્મા થકીજ પદાર્થ જ્ઞાન સંપૂર્ણ થાય છે. જાગ્રત સ્વપ્ન કે સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં એકરૂપ એવા આત્મા હાજર નાજર રહે છેજ. જેમ આંખ દ્વારા જોવાના પદાર્થનું જ્ઞાન થાય છે તેજ રીતે કાન દ્વારા શબ્દ, નાખ દ્વારા ગંધ જીભ દ્વારા સ્વાદ ઇત્યાદિ ગુણ સહિત નામ રૂપવાળા પદાર્થોનું જ્ઞાન થાય છે એમ સમજી લેવું.

મુમુક્ષુ જ્યારે પાંચે જ્ઞાન ઇન્દ્રિયોના ભોગ પદાર્થો ઉપર વૈરાગ રાખે છે ત્યારે તેના અંતઃકરણની જ્ઞાન કરાવનારી ચિત્તવૃતિ નિર્મળ નિષ્કામ થાય છે. એવી વૃતિવાળો મુમુક્ષુજન ભિત્તરને પ્રકાશતા સચ્ચિદાનંદ ચૈતન્ય આત્માનું અપરોક્ષ (direct) જ્ઞાન મેળવવા ઇચ્છે છે ત્યારે જ્ઞાની ગુરૂ શાસ્ત્ર પ્રસિદ્ધ ૐ બ્રહ્મના ધ્યાનની વિધિ તેની રૂચીને અનુકૂળ બતાવે છે તે વિધિને મુમુક્ષુજન અનુસરે છે ત્યારે એજ નિર્મળ ચિત્તવૃતિ ભિત્તર સચ્ચિદાનંદ ચૈતન્ય આત્મા તરફ વળે છે અને બ્રહ્મ ધ્યાન થકી બ્રહ્માકાર થાય છે.

એ વૃત્તિ પ્રકૃતિના આવરણથી ઢંકાયલા આત્માનું આવરણ પોતામાં એકપણાને પામેલા ચૈતન્ય થકી ભેદીને આત્માના સચ્ચિદાનંદ સ્વરૂપનું જ્ઞાન (અનુભવ) કરાવે છે. એ જ્ઞાન સમાધિ છે એજ જ્ઞાનયોગ થયો કહેવાય છે એ થકીજ અખંડ સંપૂર્ણ ઇશ્વરી આનંદ જીવતા જીવત ભોગવાય છે એજ વિજ્ઞાન છે.

આત્મા પરમાત્માના ઐક્યનો એજ અનુભવ છે. ત્યાર પછી જગતના ભોગ પદાર્થોના આનંદ તુચ્છ જણાય છે પદાર્થ જ્ઞાન પેઠે આવું આત્મજ્ઞાન થવાની ક્રિયામાં ચિદાભાસની મદદની જરૂર પડતી નથી સૂર્યના પ્રકાશમાં દીવાની જરૂર પડતી નથી દીવો હોય તો પણ નકામો છે તેમ સ્વયંપ્રકાશ આત્માનું જ્ઞાન એટલે અનુભવ થવા માટે ચીદાભાસ જેવા અન્ય પ્રકાશનારની જરૂર પડતી નથી. આત્મ રૂપે રહેતા જીવ ભોકતા ભોગ અને ભોગ્ય એવી પ્રકૃતિની ત્રિપૂટીથી પર રહે છે એટલે કશા કર્મબંધન થતા નથી ભૂત અને ભવિષ્ય કાળના કર્મોનો ડર રહેતો નથી કેમકે કર્મો જડ છે તે પ્રકૃતિથી પર એવા આત્મરૂપ જીવને અસર કરી શકતા નથી પ્રારબ્ધ કર્મ (વર્તમાન) શરીરને રાખે તેમ ચાલવા દઇને આત્મરૂપે જીવ પોતાના સ્વરૂપના આનંદમાં મહાલતા છેલ્લી જીંદગી વીતાવે છે એવી રીતે એક વ્યક્તિ તરીકેની સૃજત કુદરતની નેમ અનુસાર સંપૂર્ણ થાય છે.

સઘળા જ્ઞાન અંતઃકરણની વૃતિ થકી થાય છે અને શૂક્ષ્મ અંતઃકરણ હૃદય સ્થાને રહે છે એટલે સઘળા જ્ઞાનનું સ્થળ અને સાધન અંતઃકરણ છે. અંતઃકરણની બુદ્ધિ અહંકાર મન અને ચિત્ત એવી ૪ઃવૃતિઓ (activities) છે. બુદ્ધિ થકી નિશ્ચય અહંકાર થકી હુપણુ, મન થકી વાસના ઇચ્છા અને ચિત્ત થકી જ્ઞાન થાય છે. એ અંતઃકરણ શુદ્ધ સાત્વિક બનાવવાના શિક્ષણો તે ધર્મ કહેવાય છે. જુદા જુદા દેશની જુદી જુદી પ્રજાની ખાસીયત એટલે સંસ્કાર મુજબ જેટલા ને જેવા શિક્ષણ પાળી શકાય તેવા શિક્ષણ ગુરૂ આપ છે તે ને ગુરૂ નો ધર્મ કહેવાય છે જેમકે

જરથોસ્તી ખ્રિસ્તી, ઇત્યાદિ—

હીંદની સાત્વિક પ્રજા માટે હીંદના ગુરૂઓ એ જ્ઞાનયોગ એટલે જ્ઞાન થકી ઇશ્વરનો યોગ (મેળાપ) થાય તેવા શિક્ષણ આપ્યા છે હું તે આત્મા છું અને આત્મા તેજ બ્રહ્મ છે તેથી હું અસંગ, સચ્ચિદાનંદ, સ્વયંપ્રકાશ બ્રહ્મજ છું એવું ધ્યાન ધરવાથી અંતઃકરણ બ્રહ્માકાર થઈ બ્રહ્માનંદનો અખંડ આનંદ અનુભવે છે જેવું ધ્યાન તેવું અંતઃકરણ બને છે (as you think so you become) એ કુદરતી નિયમ છે એમ ગુરૂઓ જાતી અનુભવથી કહે છે. જ્ઞાનયોગ થકી મળતી મુક્તિ સંપૂર્ણ મુક્તિ છે. હંમેશની મુક્તિ છે. જ્ઞાનયોગ ઇશ્વરનો સંપૂર્ણ મેળાપ છે ત્યારબાદ પૂનર જન્મ બંધ પડે છે કેમકે આત્માના ઢાંકણ રૂપ પ્રકૃતિના સ્થુળ શુક્ષ્મ તત્વો સમષ્ટિ (universal) પંચ તત્વોમાં લય થઈ જાય છે અને ચૈતન્ય આત્મા ઘડામાનું આકાશ ઘડો ફુટતાં મહાકાશમાં એકરૂપ થઇ જાય છે તેમ અનંત અખંડ પરમાત્મામાં લય થઇ એકરૂપ રહે છે.

આત્મા પરમાત્માના આ એકત્વના અદ્વૈત જ્ઞાનના શિક્ષણોને બીજા ધર્મો પાળનારી પ્રજાના કેટલાક મહાત્માઓ પણ ટેકો આપતા જણાય છે. ખ્રીસ્તીઓના પેગામ્બર ક્રાઇસ્ટ કહે છે કે "હું અને આકાશમાંનો મારો પીતા (પરમાત્મા) એકજ છઇએ. અહિંઆ ક્રાઇસ્ટ પોતાને શરીર રૂપે નહિ પણ ચૈતન્ય આત્મા રૂપે પોતાને "હું" કરીને ગણે છે તે સત્યજ છે. મુસલમાન જ્ઞાનીઓ કહી ગયા છે કે "તારા રબ (ખુદા) ને ઓળખવો હોય તો તારા નફસ (આત્મા) ને ઓળખ" મીસર દેશના જાણીતા

મુસલમાન સંત મનસુર અને મુલતાનના નામીચા કલંદર શમ-શુલ તબરેઝ ખુલ્લું "અનલ હક" એટલે હું હક (ખુદા) છું એમ ઉચ્ચારતા અને તેમના લાખો ચેલાઓ તેજ જાપ જપતા રહ્યા છે.

પારસીઓના પ્રાચિન પાદશાહ જમશેદે પોતાને ખુદાય જાહેર કીધો હતો તેનો અર્થ ફારસી ભાષામાં ખુદ એટલે પોતે આય એટલે આવવાવાળો ( Self manifested ) થાય છે. પરમાત્મા જગત રૂપે પ્રકટ થયો છે તે શિક્ષણને એ શબ્દાર્થ બરાબર લાગુ પડે છે છેલ્લા આસરે ૧૫૦ વરસ ઉપર પારસી લોહીના દસ્તુર આઝરકેરવાન નામના દરવેશે પોતાના જુદી જુદી ન્યાતના હજારો ચેલાઓને શીખવ્યું હતું કે "નીસ્ત હસ્તી બજુઝ યઝદાન" એટલે પરમાત્મા શિવાય બીજી કોઇની હયાતી નથી. અર્થાત જે હયાતીમાં છે તે એક પરમાત્મા માત્ર છે. એવા પવિત્ર મનુષ્યો આત્મમય જીંદગી ગુજારી અંતકરણની વૃતિને શુદ્ધ સ્થિર કરીને પોતાનું આત્મા સાથે અને આત્માનું પરમાત્મા સાથેના એકત્વનું જ્ઞાન થવા પછી તેજ ધ્યાનમાં ઉપલા વચનો બોલ્યા હતા તે સત્યજ હતા પણ તે વેળાની સાધારણ પ્રજા તે મર્મ સમજી શકી ન હતી.

## બોધ.

સ્ત્રી છોકરાં માલ મિલ્કત પોતાને ખાતર પ્રિય હોય છે તે બતાવે છે કે સ્ત્રી છોકરાં ને માલ મિલ્કત કરતાં પોતે પોતાને વધારે વ્હાલો છે, પોતે તે કોણ તે વિચારો. તવારીખ છે કે જીવ બચાવવા બદલ આંખ ફોડવા દીધી છે તે બતાવે છે કે

શરીર કરતાં જીવ વધારે પ્રિય છે. અને જીવ તેજ આત્મા છે એ જોતાં પોતે તે આત્મા છે એવું આત્મજ્ઞાન એટલે બ્રહ્મજ્ઞાન થકીજ સમજાય છે બ્રહ્મજ્ઞાન શીખવ્યા વિના જેઓ ગંભીર થઇ કહે છે કે પરમાત્મા ઉપર પ્રેમ કરી તેની ભક્તિ પ્રાર્થના કરો તે વાત ચાલાક મનુષ્ય કેમ કરી માન્ય રાખે ? પ્રેમ કેમ કરી શકે ? જેને બ્રહ્મજ્ઞાન શીખવીએ કે તું તે આત્મા એટલે બ્રહ્મ છે અને તેજ તત્વ સહુથી વ્હાલુ છે ત્યારેજ તે પ્રેમ કરી બ્રહ્મ નામનું સ્મરણ કરે એવું હોવાથી જ્ઞાન થકીજ સાચી ભક્તિ થાય. ભક્તિ એટલે સાચી પ્રિતિ.

જો આવું જ્ઞાન ન હોય એટલે અજ્ઞાન હોય તો તેને સ્વાર્થ પણ હોય અને સ્વાર્થિ મનુષ્ય પોતાને સુખ આપે તે ખાતરજ પરમાત્માની સ્તુતી ભક્તિ કરે છે તે બતાવે છે કે પરમાત્મા કરતાં પોતે પોતાને વધારે વ્હાલો છે. એટલું તો હોંશીયાર મનુષ્ય પણ સમજી શકે છે તો સર્વજ્ઞ પરમાત્મા તેવી સ્વાર્થિ ભક્તિ સ્તુતીને કેટલું વજન આપે તેનો વિચાર કરો. અલબત્ત, એવી સ્વાર્થિ ભક્તિને વજન નજ મળે નરસીંહ મહેતા જેવા ભક્ત પરમાત્માની જ્ઞાન સહિત ભક્તિ એટલે સાચી પ્રિતિ થકી ભવપાર તરી ગયા છે અને સ્વાર્થિ ભક્તો માળા ફેરવી ફેરવી પ્રાર્થના માટે ઘાંટો પાડી પાડીને જ્યાંના ત્યાંજ રહ્યા છે. કેટલાકો સાધુ પુરૂષો પાસે આશીરવાદ માંગે છે આશીરવાદ લેવાની વસ્તુ છે આપવાની વસ્તુ નથી સાધુ તો અંતઃકરણ મારફતે સઘળાને માટે આશીષના ઝરા વહેવાડે છે તેવા સાધુ ઉપર સાચી પ્રિતિ કરવાથી તે આશીષનું અમૃત આપો-

આપ મળે છે. પણ અજ્ઞાન માણસ સ્વાર્થિપણાને લીધે સાચી પ્રિતિ કરી શકે નહિ સાધુના સુખમાં પોતાનું સુખ સમજે નહિ સાધુ તો મફતમાં આશીષના લુમકા લુટાવવાજ જનમ્યા હોય અને કશું આપ્યા વિનાજ સઘળું મળતું હોય એમ સમજે છે તેથી સાધુના આશીષ હાસલ કરી શકતા નથી–આપ્યા વિના કશું મળતું નથી તે નિયમ સ્વાર્થિઓ જાણે ભુલી જાય છે–સાધુ ને સાધુના વ્યવહારમાં ટેકો મળે એવી સેવા આપવાની છે. ઇશ્વર કોઇ વાતે મોહતાજ નથી છતાં બીજું કશું નહિ તો સાચી પ્રિતિ વાળી સ્તુતી આપ્યા પછીજ બદલો લેવાની આશા કરવાની છે.

કેટલાકો આત્માજ્ઞાન શીખવ્યા વિના જન સેવા કરવાનો કર્મ માર્ગ બતાવે છે ત્યારે સ્વાર્થ પોષતો અજ્ઞાન મનુષ્ય તે જનસેવા કેવી રીતે કરી શકે? જન સેવા શા માટે કરવી જોઇએ તે કેમ સમજી શકે? જો આત્મજ્ઞાન શીખવીએ તોજ તે સમજે કે મ્હારોજ આત્મા તે સઘળા શરીરોનો આત્મા છે અને આત્મા તેજ પરમાત્મા એટલે બ્રહ્મ છે તેથી જન સેવા તે બ્રહ્મ સેવાજ છે. એવું સમજે તોજ મનુષ્ય જન સેવા કરવા પ્રેરાય તૈયાર થાય–પૈસા નહિ તો કીર્તિને ખાતર જનસેવા કરનારા મળે છે પણ કીર્તિ થકી સ્વાર્થનો અંશ તેના અંતઃકરણમાં રહેલો હોય છે તેથી તે સ્વાર્થિ અજ્ઞાન કહેવાય છે અને જ્ઞાન વડે પૂરા દિલથી કાર્ય થઈ શકે તેટલું સારૂ કાર્ય કીર્તિના સ્વાર્થવાળા અજ્ઞાનજન કરી શકે નહિ. એવી રીતે કર્મ માર્ગમાં પણ આત્મજ્ઞાનની ખાસ જરૂર છે.

કેટલાકો કહે છે કે જનસેવા માટે નીડર બનો પણ શરીર સઘળા ભય અને શોકનો મુકામ છે તે શરીરની ઇજા એટલે હીંસાનો ડર રાખે તેમાં શી નવાઈ? એવો ડર હોય ત્યાં નીડર કોણ બને? અહીંઆ પણ આત્મજ્ઞાનની જરૂર છે કે શરીર મરે ફરી જન્મ થાય છે. શરીર મરે છે પણ જીવ મરતો નથી અને પરમાર્થ ખાતર શરીરનો આપેલો ભોગ મ્હોટા બદલો અપાવે છે. કુદરતમાં એવો કર્મનો કાયદો છે કે આપો તેટલું લો. એવા જ્ઞાન થકીજ પૂર્વે સાચા ક્ષત્રી સ્ત્રી પુરૂષોએ કેસરયાં કર્યાં હતા ને વિજયને વર્યાં હતા—એવી રીતે કર્મ માર્ગ પાળો કે ભક્તિ કરો તેમાં આત્મજ્ઞાન થકીજ પૂરી ફતેહ મળે છે નહિ તો કાચી પ્રિતિવાળી ભકિત અને સ્વાર્થવાળો કર્મયોગ મ્હોટા ફળ અપાવશે એવી આશા વધારે પડતીજ જાણવી.

કેટલાક ભાર મુકીને ફરમાન આપે છે કે મન વાણી અને કર્મથી બસ અહીંસા પાળો એટલે હીંસા (ઇજા,) ના કરો પણ નિર્દોષની હીંસા અટકતી નથી તેનું કારણ આત્મજ્ઞાનનું અજ્ઞાનજ છે. દરેક શરીરના અંતઃકરણને પ્રકાશતો આત્મા એટલે પરમાત્મા દરેક શરીરની ભિત્તર બહાર હાજર નાજર છે એવું આત્મજ્ઞાન શીખવીએ તોજ હીસા કરતા ઇશ્વરનો ડર માણસને લાગે. કોઇ આસમાને અમુક જગ્યાએ બેઠા બેઠા ઈશ્વર જોય જાણે છે એવા ફરમાન આ જમાનામાં કોઇ માને નહિ વાજબી રીતેજ માને નહિ પણ દરેક શરીરમાં ઈશ્વર હાજર નાજર છે તેથી ઇશ્વર સઘળું જોય જાણે છે એવા શિક્ષણ માનવા સહુ તૈયાર થાય એવી રીતે આત્મજ્ઞાન અહીંસા પાળવામાં પણ ખાસ અ-

ગત્યનું છે.

વળી કેટલાક તો કર્મના ફળ તુરતાતુરત મળતા દેખાતા નથી તેથી કર્મનો કુદરતી કાયદો માનવા સારૂ ના પાડે છે- તેઓ " ઉતાવળમાં આંબા પાકે નહિ " એ કહેવત ભુલી જાય છે. નજર સામે કુદરતનું કાર્ય જુઓ. આંબાનું બીજ એટલે ગોટલું જમીનમાં ભિત્તર જાય તે અંકુર રૂપે જમીન બહાર નીકળે તે અંકુર ખીલી વૃક્ષ (ઝાડ) રૂપે પુખ્ત થાય ત્યારેજ તેના ઉપર ફળ પાકે છે. કોઇએ ગોટલામાંથી તુરતાતુરત કેરી ખાધી છે ?

પાછલા સચીત કર્મ જેટલા પરિપક્વ થયા હોય તેટલાજ ભોગવવાના લઇને આ શરીર જન્મે છે તે ભોગવવાના કર્મને પ્રારબ્ધ કર્મ કહે છે અને નવા કર્મ કરે છે તેને આગામી કર્મ કહે છે. ભોગવવા નીર્માણ થયલા કર્મ પૂરા ભોગવ્યા પછી નવે જન્મે તે આગામી કર્મો સામાન્ય મનુષ્યો ભોગવે છે વૃક્ષ બીજમાં લય થાય છે અને બીજમાંથી પાછું વૃક્ષ પ્રકટે છે તેમ સઘળા કર્મ કારણ શરીરમાં સંસ્કાર રૂપે લય થઈ રહે છે તેમાંથી પરિપક્વ થાય તે બીજ શુક્ષ્મ શરીરમાં અંકુરરૂપે સહજ પ્રકટ થાય છે અને સ્થુળ શરીરમાં પૂરા બહારમાં પ્રકટ થાય છે. ગોટલું અંકુર ને આંબો એમજ ફળ આપે છે.

કેટલાકો એકજ જન્મ જેટલું મનુષ્યનું કર્તવ્ય માને છે- તેઓએ વિચારવું જોઇએ કે એક પારસી ખ્રીસ્તી કે મુસલમાન એકજ જન્મમાં પોતપોતાના ધર્મ પૂરેપૂરા અદા કરી શકે છે ખરા ? અલબત્ત પોત પોતાના ધર્મ પૂરા અદા કરી શકતા

નથીજ. એવું છે તો એકજ જન્મનો અને અધુરા રહેલા ધર્મ-જ્ઞાનનું પ્રયોજન શું ? જગત જેવી મહાન અને ચોક્કસ રચનામાં એકજ જન્મ અને અધુરા જ્ઞાન જેવી અચોક્કસ યોજના કુદરતે રાખી છે એવી દલીલ કરનારનું કોઈ વિદ્વાન મનુષ્ય માની શકે નહિ. કર્મનો કાયદો અને પૂનર જન્મ ઉપર જોઇએ તેટલું સાહિત્ય લખાયું છે અને તે સમજાવવા પ્રખર વિદ્વાનો હીંદમાં મોજુદ છે જેઓથી આ લેખ ન સમજાય તેઓ તસ્દી લેય અને ગુરૂને શરણે જાય અને ઝનુની દલીલો છોડી દેય તેમાંજ ડહાપણ છે કેટલાકો સંપૂર્ણ મુક્તિ સમજી શકતા નથી તેઓને સ્વર્ગ અને નર્ક, બહેસ્ત અને દોજખ અમુક ગુરૂએ બતાવ્યા છે. તે ઠીક છે—પણ તે સ્વર્ગ નર્ક જેટલા પ્રમાણમાં કાર્ય હોય તેટલા પ્રમાણની મુદત સુધીનાજ હોય જેટલું બળવાન કારણ તેટલુંજ કાર્ય બળવાન હોય, વધુ ઓછું નહિ હોય એ સિદ્ધાંત સર્વ માન્ય છે તેને ઉલટાવવાનું ઝનુન જેઓ કરે તેઓના જેવી બુદ્ધિવાળા સાથે વાદ વિવાદ નકામો છે. સ્વર્ગ એ થોડા સમયની મુકિતજ છે મુક્તિ અનેક રૂપે ભોગવાય છે—જ્ઞાનયોગનીજ મુક્તિ સંપૂર્ણ હમેશની હોય છે. સ્વર્ગ નર્કની મુદત પૂરી થયા બાદ પાછા જન્મ તો પૂરા કરવાના બાકીજ રહે છે.

અસ્તિ એટલે છે અને નાસ્તિ એટલે નથી એ અર્થ ઉપરથી ઈશ્વર છે એમ માનનારા. આસ્તિક અને નહિ માનનારાને નાસ્તિક કહેવામાં આવે છે નાસ્તિકોની ભુલ બતાવવા સમર્થ ગુરૂઓ હીંદમાં મળી શકે છે તેવાને શરણે જઇ પોતાની ભુલ નાસ્તિકો સુધારી શકે છે અત્રે તે બધુ લખવા પાલવે તેમ નથી-સત્યને

ખાતર કડક રીતે અત્રે સત્ય સ્પષ્ટ સમજાવ્યું છે. ધર્મશાસ્ત્ર કાંઇ મંત્રો નથી પ્રાર્થના સ્તુતી માત્ર બબડી જવાનો કશો અર્થ નથી તે ઘણાને કડવું સત્ય જણાશે પણ સત્ય કહેવા બેઠા તો કહેવુંજ પડે છે. ત્યારે કરવું શું ? એમ પુછનારને થોડાક શબ્દ કહીશું.

જ્ઞાન માર્ગે જનારે સાધન સંપત્તિ પ્રાપ્ત કરવા જગતમાં રહીને કેળવણી લેવી. અને આ જન્મે જો તે અશક્ય લાગે તો પણ બીજા જન્મે તે પ્રગતિ કરણના કાયદાએ સંપૂર્ણ થશેજ એવી શ્રદ્ધા રાખી આગળ વધવું. આ જમાનો ભીક્ષા માગવાનો નથી માટે ઉદર નિર્વાહ માટે કર્માનુસાર જે ધંધો રોજગાર કરવાંનો મળે તે નિષ્કામપણે સત્યપરાયણ રહીને બજાવવો અને આ જગતમાં પોતાનું પાત્ર બરાબર ભજવવું. સૂર્ય ભલા બુડા સઘળાને એક સરખો ઉજાશ પહોંચાડી સઘળાને જોતો સાક્ષી રૂપે રહે છે તેમ જગતમાં પક્ષપાત રહિત જગત વ્યવહાર કરવો અને આત્માને પોતાનું સત્ય સ્વરૂપ જાણી આત્મા શરીરના વ્યવહારનો સાક્ષી છે તેમ શરીરના વ્યવહારના સાક્ષી માત્ર બની રહીને શરીરનો વ્યવહાર કરવો એટલે આત્મમય જીવન ગાળવું.

જેઓનો અધિકાર (લાયકાત) જ્ઞાન માર્ગ સ્વીકારી નહિ શકે અને કર્મ માર્ગ તેઓને રૂચે તો ભલે મ્હોટા યજ્ઞો અને ક્રિયાઓ કરે પણ તે વજુદ વાળા હોવાની ખાત્રી કરીનેજ કરે અને જન સેવાને બ્રહ્મ સેવાજ સમજીને કશા પણ સ્વાર્થ વિના જન સેવા કરે તો પોતાની સૃજતની નજદીક પહોચી શકાય છે. ઉપાસના ભક્તિની રૂચી હોય તેવાઓ સ્વાર્થ વિનાની સાચી પ્રિતિવાળી

ભક્તિ કરે તો તેઓ પણ સૃજતની નજદીક પહોંચે તેમાં શક નથી.

અજ્ઞાનને વશ યુરોપીઅન પ્રજાએ સ્વાર્થ અતિશય એકાગ્ર કરી કંઈ કંઈ શોધ કરી શક્યા છે તેનો દુર ઉપયોગ કરતા રહ્યા છે હીંદની જ્ઞાની પ્રજા યુરોપીઅનોનું ચાંચળય પકડે અને તેવી શોધોને સદ્‌ઉપયોગમાં વાળે તો જગતને ખરો લાભ થાય મહાન યુદ્ધ પછી યુરોપ અમેરીકાની પ્રજા શાંતિ શોધે છે તેને હીંદી જ્ઞાનીઓ આત્મજ્ઞાન બતાવે તો જગત શાંતિનો તે ખરો ઉપાય થઈ પડે અજ્ઞાનનો નાશ થયો નથી ને થવાનો પણ નથી છતાં અજ્ઞાન અંકુશમાં આવે તો અશાંતિ ઓછી થાય તેમાં શક નથી અજ્ઞાન સ્વાર્થવશ યુરોપીઅન પ્રજાનો ભપકો જોઇને તેઓ બહુ સુખી છે એમ હિંદી પ્રજાને લાગે છે તેથી યુરોપીઅન પ્રજાને જ્ઞાન આપવાનું બાજુએ મુકી પોતેજ યુરોપીઅનોનું અજ્ઞાન ગ્રહણ કરવા નીકળ્યા છે તેઓએ ઉછાછળા નહિ થતા યુરોપીઅન પ્રજા ખરેખરી સુખી છે કે તેનું બારીક અવલોકન કરવું પછીજ તેઓની નકલ કરવી.

આત્મજ્ઞાનને ધક્કો ન લાગે તેવી રીતે ધર્મના રીવાજો સમય અનુસાર ફેરવવા હોય તો ફેરવવા. રીવાજને ખાતર ધર્મને વખોડવામાં ડહાપણ નથી. રીવાજને ધર્મ સાથે ભેળી નાખવા નહિ. વ્યક્તિગત સ્વતંત્રતાને સ્વછંદતામાં ફેરવી નાખવી નહિ. કુદરત પોતે ઘટીટ અંકુશમાંજ રહે છે. સ્ત્રીઓ હમણાં પુરૂષથી સ્વતંત્ર થવા ફાંફા મારે છે. ધણી વગરની સ્વતંત્ર સ્ત્રીના છેવટે કેવા બુરા હાલ થાય છે તેનો વિચાર કરવો–પુરૂષ જેમ સ્ત્રી છોકરાં

ની માયાનો ગુલામ છે તેમ સ્ત્રી, પુરૂષની પ્રેમ વશ ગુલામી કરે તો શું વધારે પડતું કહેવાય? ધાર્મીક જીવનમાંજ સુખ છે સ્વછંદી જીવન જુવાની ગયા પછી સ્ત્રી પુરૂષ બન્નેને નર્કસમાન દુઃખ દેનારૂ જોઈ લો. આ સઘળું હીંદીઓ જોઈ લઇને પોતે પાછા સાત્વિક બનીને અજ્ઞાન વશ ભયરૂપ થઇ પડેલી ગોરી પ્રજાઓમાં મીશન મોકલો તે શસ્ત્રબંધી કરતાં આ પ્રસંગે વધારે અસરકારક થઈ પડશે. યુરોપીઅન ભાષા ભલે ભણો જરૂર ભણો પણ તેમાંના આચાર વિચાર પર મોહી પડવા પહેલા પોતાના હીંદી આત્મજ્ઞાનનો પાકો અભ્યાસ કરીને સરખામણી કરો. આત્મજ્ઞાનના પાકા અભ્યાસીઓ યુરોપીઅન ભાષાનો પૂરો કાબુ મેળવીને હીંદી મીશનને યુરોપ અમેરીકામાં ફતેહમંદ બનાવશે એવું ભવિષ્ય અમે ભાખીએ છીએ. જે ભાઇઓ ધર્મોની સામે અથવા તરફેણમાં ધૂજારો ચલાવતા હોય તેઓને સમજાવવા માંગીએ છીએ કે તત્વજ્ઞાન અનુસાર મનુષ્ય જીવન માટેની કુદરતની નેમ પાર પડે તેવા શરીર શુદ્ધિ અને સદગુણ વૃદ્ધિના શિક્ષણો તેજ ધર્મ છે તે ધર્મ પાળવા માટે છે ધર્મશાસ્ત્રના લખાણો કે ક્રિયા કાંઇ જાદુ નથી સત્ય ન્યાય અને દયા એ દરેક ધર્મના એક સરખા લક્ષણ છે. જેઓ સત્ય ન્યાય અને દયાના સદગુણ ધરાવે છે તેઓજ પોતાના ધર્મ પાળે છે. એમ કહેવાય પણ જેઓ એ સદગુણ ધરાવતા નથી છતાં ધર્મ માટે મોટી મોટી ડીંગ મારે છે તેઓ પોતાનો કે બીજો કોઈ ધર્મ પાળતા હોતા નથી પણ દંભ (Hyprouracy)નુ તેઓ પ્રદર્શન માત્ર કરે છે. એવાં દંભ કરનાર ભાઇઓ આ લેખ વાંચી પોતાના

અંતઃકરણમાં જુઓ અને ભૂલ હોય તે સુધારીને સુખી થાઓ.

ગુરૂકૃપા કરીને સહુને કહે છે કે આ તત્વજ્ઞાનથી સમજી લો કે શરીરો વિર્યમાંથી ઉત્પન્ન થાય છે એટલે 'શરીરો વિર્યરૂપજ છે, વિર્ય અન્નમાંથી ઉત્પન્ન થાય છે એટલે વિર્ય અન્નરૂપજ છે, અન્ન પ્રથ્વીમાંથી ઉત્પન્ન થાય છે એટલે અન્ન પ્રથ્વી રૂપજ છે, એવી રીતે પ્રથ્વી જળ રૂપ, જળ અગ્નિ રૂપ, અગ્નિ વાયુ રૂપ, વાયુ આકાશ રૂપ અને આકાશ મૂળ પ્રકૃતિ રૂપજ છે—એ પ્રકૃતિ એટલે માયા શક્તિ ચૈતન્ય બ્રહ્મમાંથી ઉત્પન્ન થયલી ચૈતન્ય બ્રહ્મને આધીન છે એટલે તે પણ બ્રહ્મ રૂપજ છે તેથી "આ સઘળું બ્રહ્મજ છે." એમ સઘળા ઉપનિષદો એકમતે જાહેર કરે છે. પ્રકૃતિ નાશવંત વિકારી એટલે ફેરફારને આધીન છે તેથી બ્રહ્મ રૂપ છતાં તે અસત રૂપ ગણાય છે. ચૈતન્ય બ્રહ્મ સ્વરૂપે (પોતાના મૂળ રૂપે) ત્રણે કાળમાં એક રૂપ સ્વયંપ્રકાશ સ્વતંત્ર અને નિત્ય (eternal) છે તેથી સત્ય ગણાય છે. ફેરફારને આધીન એવી પ્રકૃતિ ચૈતન્ય બ્રહ્મનો વેષ માત્ર છે. પ્રકૃતિ એટલે શરીરે તેમજ ચૈતન્ય એટલે આત્મા રૂપે સઘળા એકજ તત્વોના બનેલા છે માટે ભાઇઓ રંગે લાલ હો કે પીળા, કાળા હો કે ધોળા સઘળા પરસ્પર સરખી નજરે જુઓ અહીંસા પાળો, બળવાન હો તો નબળાને મદદ કરો, સ્વાર્થિ દ્દષ્ટિ હોય તો તે બદલી સત્રળે સમદ્દષ્ટિ રાખો સઘળી જુદાઈ અને પક્ષપાત છોડી દો રંગ રૂપ, સત્તા શક્તિ કે બાપીકા ધર્મ થકીજ કોઇ ઉચ્ચ હોતો નથી પણ સત્ય, ન્યાય અને દયાના સદગુણ થકીજ મનુષ્ય ઉચ્ચ હોય છે અને અસત્ય અન્યાય અને નિર્દયતા

થકીજ મનુષ્ય નીચ હોય છે તે સમજી લ્યો અને ખોટા ગર્વ તજી દો. બીજમાંથી વૃક્ષ નીકળે છે અને પાછું બીજમાં સમાઈ ને લય થઈ રહે છે જમીનમાંથી અન્ન નીકળે છે અને પાછું જમીનમાં લય થઇ રહે છે એ કુદરતનો નીયમ છે તેમ જીવ માત્ર મોડે કે વ્હેલે સચ્ચિદાનંદ બ્રહ્મમાંથી પ્રકટ થયલા પાછા તેમાંજ લય થઇ અખંડ આનંદ રૂપ થઇ રહેવાના છે તે તત્વ જ્ઞાન અનુસાર સમજી લઇને જેઓ દુઃખી હોય તેઓ પોતાની સુખી સૃજત માટે નિશ્ચિંત રહો અને ધર્મનું પાલન કરતા આગળ વધો, કામ, ક્રોધ, લોભ, મોહ. મદ અને ઇર્ષાના દુરગુણો મનુષ્યના ષડ રીપૂ એટલે છ શત્રુ કહેવાય છે એ દુરગુણોને લગતા પાપ સ્વાર્થ થકી નીપજે છે અને સ્વાર્થ હું શરીર છું એવા અજ્ઞાનને લીધે જે પ્રબળ હોય છે તે અજ્ઞાન જ્ઞાન થકીજ દૂર થઇ શકે, તદન દૂર ન થાય તો પણ અંકુશમાં તો અવસ્ય રહી શકે માટે ભાઇઓ જ્ઞાન ફેલાવો.

## આયુર્વેદ

વૈદક શાસ્ત્ર વેદોનું એક અંગ છે. વેદો સઘળા જ્ઞાનની મૂળ ઉત્પત્તિ ઇશ્વરમાંથીજ શોધી આપે છે. આરોગ્ય માટે વૈદક શાસ્ત્ર તેવુંજ છે. વૈદકશાસ્ત્રનું સત્ય પૂરવાર કરવા માટે, પ્રથમ આટલોજ વિચાર પૂરતો છે કે જે તત્વજ્ઞાનને આધારે ધર્મશાસ્ત્ર રચાયા છે તેજ તત્વજ્ઞાને આધારે વૈદકશાસ્ત્ર પણ રચાયાં છે. એટલે ધર્મશાસ્ત્ર સત્ય છે તો વૈદકશાસ્ત્ર પણ સત્યજ હોવું જોઇએ. હિંદના મહાત્મા ગુરૂઓએ સિદ્ધ કરેલા વૈદકશાસ્ત્રની સમજણનો ટુંક સાર એ છે જે બ્રહ્માંડમાં ગ્રહ મંડળમાં સૂર્ય મુખ્ય

બિંદુ રૂપે રહ્યા છે, સૂર્ય કીરણોદ્વારા સાતે મુખ્ય રંગનો પ્રકાશ વાતાવરણમાં બહાર પાડે છે અને બીજા ગ્રહો અમુક એક રંગનો પ્રકાશ બહાર પાડે છે પણ જેમ કાળો રંગ પ્રકાશ બહાર પાડતો નથી પણ સઘળા રંગોનો પ્રકાશ પોતામાં સમાવી દે છે તેમ પૃથ્વી કશો પ્રકાશ બહાર પાડતી નથી પણ સૂર્ય ઉપરાંત બીજા ફરતા રહેતા ગ્રહોના પ્રકાશ પોતામાં સમાવી દે છે. એવી રીતે સૂર્ય તેમજ બીજા ગ્રહોની અસર વાતાવરણમાં થઇને પૃથ્વી ઉપર પહોંચે છે, પૃથ્વી પર મુખ્ય સુર્યની જેવી અને જેટલી દ્રષ્ટિ રહે તે પ્રમાણેનું વાતાવરણ પૃથ્વીને ભોગવવું પડે છે. એ વાતાવરણમાં એક વર્ષે ૭ વખત મુખ્ય ફેરફાર થાય છે તે ફેરફાર એક વર્ષની ૭ ઋતુઓ કહેવાય છે.

જગત માત્ર આકાશ, વાયુ, અગ્નિ, પાણી, અને પૃથ્વી એવાં પંચ તત્વોનું બનેલું; ખારા, ખાટા, તુરા, તીખા, કડવા અને મીઠા એવા ૭ રસોવાળુ અને તમોગુણી રજોગુણી અને સત્વગુણી એવા ત્રણ ગુણોવાળુ હોય છે. એ તમોગુણને લઇને કફ, રજોગુણને લઇને વાત, અને સત્વગુણને લઇને પિત્ત શરીર માત્રમાં સુક્ષ્મરૂપે રહયાં છે તે શરીર ટકાવી રાખનારા ધાતુ રૂપ જાણવા. અને શરીરની બહાર નીકળતા વાત, કફ અને પિત્તને દોષ રૂપ મળ જાણવાં. અમુક મોસમમાં અમુક રસ પ્રબળ હોય છે અને વાતપિત્ત અને કફ અમુક રસ ધરાવે છે તેથી જે ઋતુમાં રસ પ્રબળ હોય તે રસને લગતા વાતપિત્ત કે કફનું જોર વધુ હોય છે. પોતાના સમય અનુસાર ઋતુ નિયમસર હોય અને જે રસવાળા દ્રવ્ય ફળવા જોઇએ તે ફળ્યા હોય તો તે ઋતુનો સમ-

યોગ થયો કહેવાય છે. ૠતુનો સમયોગ હોય તો સામાન્ય દેહમાં રહેલા વાતપત્તિ અને કફનો પણ સમયોગ રહે છે અને તેથી જીવો સામાન્ય આરોગ્ય ભોગવે છે. તેથી ઉલટુ ૠતુઓમાં હિન-યોગ, અતિયોગ કે મિથ્યાયોગ થયો હોય તો દેહમાં વાત પિત્ત કે કફના હિનયોગ, અતિયોગ, કે મિથ્યાયોગ થાય છે. વાત, પિત્ત અને કફ દરેક દેહમાં પાંચ પાંચ સ્થાન કરીને રહેલા હોય છે તેથી તે સ્થાને અકુદરતી યોગને લગતા સામાન્ય દરદો દેહમાં ઉત્પન્ન થાય છે. તે યોગ બહુ બળવાન હોય તો મ્હોટા મરકી રૂપ સામાન્ય દરદ ફેલાઈ જાય છે. વ્યક્તિગત દેહમાં ૠતુ ઉપ-રાંત ખાન પાનના પદાર્થો થકી વાત પિત્ત કે કફના હિનયોગ અતિયોગ કે મિથ્યાયોગ થાય છે અને તે યોગને લગતા દરદો વિશેષ રૂપે ઉત્પન્ન થાય છે કેમકે ખાનપાનના પદાર્થો ત્રણ ગુણ અને છ રસવાળા અગ્નિ અને સોમ એવા બે વિર્યવાળા હોય છે તેમાં અમુક ગુણ અને રસ પ્રબળ હોય છે તે વધતા ઓછા ખાવા પીવાથી અમુક દેહમાં વાતપિત્ત કે કફના હિનયોગ, અતિ યોગ કે મિથ્યાયોગ ઉત્પન્ન થાય છે.

ૠતુઓના તેમજ વાત, પિત્ત અને કફના સમયોગ, હિન-યોગ અતિયોગ અને મિથ્યાયોગના લક્ષણ અને સ્વરૂપ મહાત્મા ગુરૂઓએ પ્રસિદ્ધ કર્યા છે અને યોગ વિદ્યા વડે અંતર દ્રષ્ટિથી મુવેલા નહિ પણ જીવતા દેહનું અવલોકન કરીને દરદ ઉત્પન્ન કરનારા અકુદરતી યોગને કુદરતી રાહપર લાવવાના ઔષધોની યોજના રચી ગયા છે તે વૈદકશાસ્ત્રના નામે પ્રસિદ્ધ છે તત્વજ્ઞાન પ્રમાણે વાયુ (વાત) એક કુદરતી શક્તિ (force) છે, સઘળી ગતી

અને ક્રિયાનું મૂળ વાયુ છે. વાતાવરણમાંની સઘળી ક્રિયાઓનું મૂળ વાયુ છે તેમ દેહમાંની સઘળી ક્રિયા પણ વાયુ થકીજ ચાલે છે. પિત્ત અને કફ પણ ક્રિયા માટે વાયુનેજ આધીન હોય છે મળાશયમાં રહેલો અપાનવાયુ મળ કાઢનાર મુખ્ય છે અને પક્વાશયમાં રહેલા સમાનવાયુને પહોંચાડેલા ખાન પાનની અસર તે સમાનવાયુ આખા શરીર યંત્રમાં પોષણ અર્થે પહોંચાડે છે તેવીજ રીતે ત્રિગુણાત્મક અને ષડરસવાળા ઔષધના દ્રવ્યો યુક્તિ-સર તેને પહોંચે તો તેની અસર તે આખા શરીર યંત્રને પહોં-ચાડે છે. એવું હોવાથી ઔષધો ખાવાની જરૂર મહાત્મા ગુરૂઓ બતાવે છે. તે યોગ્ય છે. તૈત્રિય ઉપનીષદની શ્રુતિ પ્રમાણે અન્ન-રૂપે અને ઔષધ રૂપે પૃથ્વીમાંથી ખુદ કુદરત પોતે પ્રકટ થાય છે. શરીર તે અન્ન વડે જેમ પોષાય છે તેમ તે ઔષધો વડે આરોગ્ય પામે છે. કંઈ નહિતો હિન્દુ પ્રજા માટે તો એમાં શંકાને સ્થાન હોઇ શકે નહિ. રૂતુ અને દેહનું અવલોકન કરીને વૈદકશાસ્ત્રની યોજના અનુસાર મહાત્માં નહિ એવા સાધારણ વૈદ્યો પણ દેહના દરદો આજ સૂધી દૂર કરી શકે છે. એટલુંજ નહિ પણ સંસ્કારી વૈદ્યો તો અસલ વૈદક યોજના અનુસાર નવા ઉપાયો સિદ્ધ કરીને પોતાંના તે ખાનગી ઉપાયો વડે પ્રજાને આરામ આપતા રહયા છે. અને ઘણાઓના જોવામાં આવે છે કે જયાં મોહ પમાડનારી યુરોપીઅન દવાઓ નિષ્ફળ નીવડે છે ત્યાં એવા વૈદ્યોના ઔષધો ચમત્કારી ગુણ દેખાડે છે.

ભાઇઓ દેહ સુખ માટે એવા કુશળ વૈદ્યો શોધવા તસ્દી લો અને પ્રથમ કુદરતી આષધો અજમાવો પછીજ નહિ છૂટકે

ઓપરેશન કે યુરોપની અકુદરતી જલ્લદ દવાઓનો આશ્રય શોધો યુરોપની સ્થુળ પદાર્થોની ચમત્કારીક શોધ માટેભલે તેઓને ધન્ય-વાદ આપો પણ સ્થુળ શુક્ષ્મ અને ચૈતન્ય તત્વોના બનેલા તમારા દેહ માટે તો અંતર દ્રષ્ટિવાળા હિંદના ગુરૂઓનાજ ઉપાયો વધારે સલામતી ભરેલા માનો. કેટલાક ભાઇઓ યુરોપ કહે તેજ હાજી હા ભણો છો પણ જેમ આત્મજ્ઞાન તરફ યુરોપની હવે નજર ખુલતી જાય છે તેમ વખત આવવે વેદજ્ઞાનની કદર તેઓ કરશેજ કરશે પણ ભાઇઓ તે વખતે હાજી હા ભણવાનું તમારે માટે બહુ મોડું થઇ પડશે. ડાકટર બનવા પૂરતું અમે ઈંગ્રેજી ભણેલા છતાં શ્રદ્ધાને લીધે આત્મજ્ઞાન અને વૈદકજ્ઞાનમાં અમે ૩૪ વર્ષ ગાળ્યાં છે. અમને મળવાથી અથવા લખવાથી સઘળી શંકાઓનું સમાધાન કરીશું.



## સાર

વિજ્ઞાનની ઇચ્છાવાળા મુમુક્ષોને માટે તો સઘળુ બ્રહ્મજ છે એવું અદ્વૈતજ્ઞાન ખાસ છે પણ ખુદા એકજ છે એવું માનનારા છતાં જેઓ અગ્નિ આદિ તત્વોની અથવા અણુદિઠ દેવતાઓની અથવા ગુરૂ કે પેગામબરની ઉપાસના કે આરાધના કરે છે તેઓ પણ એ જ્ઞાનનો લાભ લઇ પોતાના માનીતા તત્વો, દેવતા કે મહાત્મા પેગામબરની આરાધના કરતા છતાં વધારે સફાઇથી એક ખુદાને પામી શકે છે. કેમકે ખરૂં જોતાં સઘળા રૂપો એક ખુદાનાજ છે.

દાખલા તરીકે અગ્નિ તત્વ કે પાણી તત્વ જોતાંજ એક ધર્મનિષ્ટ જરથોરતી નમે છે અને તેમના ગુણગાય છે. અને એવી રીતે તે તત્વો ઉપર માનસહિત પ્રેમ કરે છે એ સારૂં છે પણ એથી વધારે સારૂં એ છે કે એ તત્વોને જોતાંજ તેઓની ખુબીનો વિચાર કરો અથવા તેઓની ખુબીમાં જોડેલા શ્લોક અથવા પ્રાર્થનાના ઉચ્ચાર કરો પણ આવી ખુબીવાળા તત્વો રૂપે પ્રકટ થયા તે માટે પરમાત્મા ઉપરજ આભાર સહિત પ્રેમ કરો. એવીજ રીતે કોઇ દેવતા કે ગુરૂ કે પેગામબર ઉપર તેઓની ખુબીને ખાતર પ્રેમ કરવા નીકળો છો ત્યારે તેઓની ભલે સ્તુતિ ગાઓ પણ એવી ખુબીવાળા ગુરૂ કે પેગામબર રૂપે પ્રકટ થયા તે માટે આભાર સહિત પ્રેમ તો પરમાત્માનેજ અર્પણ કરો. ચઢિયાતા રૂપોને માન આપો, પૂજ્ય ગણો, તેઓની સ્તુતિ ગાઓ પણ અદ્વૈત જ્ઞાન વડે સમજો કે તે પરમાત્માનાજ રૂપો છે અને તે રૂપો દ્વારા તમારી ઉપર કૃપા કરે છે અને તેથી સઘળો પ્રેમ પરમાત્માનેજ ઘટે છે.

મહાત્મા ગુરૂ શીખવે છે કે જેની ઉપાસના કરશો તેનેજ પામશો. આ ગંભીર શિક્ષણ હંમેશાં લક્ષમાં રાખવું અને એક ખુદામાં માનો તો પૂજ્ય જણાતા રૂપોની સ્તુતિ ભલે ગાઓ પણ ત્યાંજ અટકી ન રહેતાં તેઓની ખુબી માટે તો પરમાત્માનેજ પ્રિય ગણો મહાત્મા ગુરૂ આગળ વધી કહે છે કે ઉપાસના કે ભક્તિ કરતી વેળા એક પરમાત્માનેજ ઉપર લખ્યા પ્રમાણે યાદ કરો એટલુંજ નહિ પણ જગતમાં મનગમતા સુખભોગનો પદાર્થો મળે ત્યારે તે પદાર્થો જોઈ ભલે ખુશ થાઓ પણ તેમાં મોહ રાખી ન રહેતાં તે પદાર્થો રૂપે પ્રકટ થતાં પરમાત્માજ તમને આનંદ પહોંચાડે છે તે માટે પરમાત્મા ઉપરજ પ્રેમ કરો.

કર્માનુસાર જ્યારે અણગમતા પદાર્થો કે શત્રુ આવી મળે ત્યારે તે સ્વરૂપે તમને મળતા પરમાત્માને ઠપકો આપી અપ્રિય ગણશો નહિ કેમકે તે તો તમારાજ કર્મનું ફળ છે. પરમાત્મા તમારા ભલા અર્થેજ તે ફળ તમને ચખાડે છે અને અદલ ઈન્સાફ તોલે છે એમ માની અણગમતા પદાર્થો કે મનુષ્યો ઉપર તિરસ્કાર કે ક્રોધ ન કરતાં પરમાત્માના ન્યાય ઉપર શ્રદ્ધા રાખી શાંત રહેવું એવી રીતે સઘળું બ્રહ્મજ છે એવું અદ્વૈત જ્ઞાન જાણી, સઘળામાં એક પરમાત્માનેજ જોઇ ખુદાઈ પ્રેમ ખીલવાથી એકજ ખુદાને માનવાના જરથોસ્તી, ખ્રીસ્તી અને મુસલમાન ધર્મ જોઇએ તેવા સ્વચ્છ પાળી શકાશે.

એક પરમાત્માજ જગતરૂપે પ્રકટ થયા છે. એવા અદ્વૈત જ્ઞાન થકી જગત સેવા કરવાનું કર્મ માર્ગિઓને મોટું બળ મળે છે. તેઓ જગત સેવાને બ્રહ્મ સેવા જાણે છે તેથી જગતની ઉત્તમ પ્રકારે સેવા કરતા છતાં જાણે બ્રહ્મનીજ સેવા કરતાં હોય એવા એક બ્રહ્મ વિચારમાંજ કાળ ગાળે છે અને ભવપાર તરી

જાય છે. એવી રીતે ઉપાસના માર્ગ તથા કર્મ માર્ગ ને અદ્વૈત જ્ઞાન બળ આપે છે અને શરીરના દુઃખ અને ભય ઓછા કરી પ્રજાને નિર્ભય અને બહાદુર બનાવે છે.

શાસ્ત્ર ચંચળ મનુષ્યને અજ્ઞાન નથી કહેતા પણ પોતાના સત્ય સ્વરૂપને જાણતા નથી તેનેજ અજ્ઞાન કહે છે તેમ જગત સઘળાને માટે નહિ પણ જ્ઞાની માટેજ જગતને મિથ્યા કહેતા આવ્યા છે તે શિક્ષણ અધિકારી મુમુક્ષોને કહેવા માટે છે. અનાધિકારીને કહેવા માટે સંસાર મિથ્યા કહ્યો નથી કેમકે વૈતથ્ય ( મિથ્યાપણા )નું શિક્ષણ તેવાઓની બુદ્ધિમાં એકદમ ઉતરી શકતું નથી. માયા એટલે સંસારના સત્ય, અનિર્વચનીય અને મિથ્યા એવા સમયાનુસાર ત્રણ સ્વરૂપો છે. અજ્ઞાન કાળમાં તમોગુણી પ્રજાને માટે સંસાર સત્ય છે કેમકે સંસારમા રહીનેજ તમોગુણને જીતી શકાય છે. ગુરૂઓ તેની પ્રજાની બુદ્ધિને અનુસરતા શિક્ષણ આપી તેઓનો ધર્મ સ્થાપી આપે છે.

રજોગુણી પ્રજા છતાં જેઓમાં સત્વગુણ પ્રકાશવા માંડયો હોય એવાઓને જ્ઞાનના અભ્યાસ કાળમાં સંસાર અનિર્વચનીય છે એટલે સંસારને સત્ય કહી શકાય નહિ તેમ મિથ્યા પણ ગણી શકાય નહિ એવો છે કેમકે એ કાળમાં સંસાર મિથ્યા જાણવા છતાં વ્યવહારમાં સત્ય હોય તેવો ગણવો પડે છે તેથી તે કાળમાં સંસાર અનિર્વચનીય છે.

સત્વગુણી પ્રજાને સાધન સંપતિ પ્રાપ્ત થયા પછી જ્ઞાન થાય છે ત્યારે જ્ઞાન કાળમાં માયા એટલે સંસાર મિથ્યા છે કેમકે તે સમયે માયા એટલે સંસારના વૈતથ્યનું સંપૂર્ણ ભાન થાય છે અને સઘળું જગત આત્મરૂપ એટલે બ્રહ્મ રૂપજ ભાસે છે.

એવી રીતે અજ્ઞાન કાળના, જ્ઞાનના અભ્યાસ કાળના અને

જ્ઞાન કે ળના એવા સંસારના ત્રણે સ્વરૂપનો વિચાર કરીને જુદા જુદા અધિકારવાળી પ્રજાને માટે સમયાનુસાર સંસારને સત્ય કે મિથ્યા માનવાનો છે. જુદા જુદા અધિકારવાળી પ્રજાને સંસાર એક સરખો મિથ્યા મનાવવા ઝઘડો કરવો ફોકટ છે. જેમાં તમો ગુણી બુદ્ધિ અતિ જડ હોય તેવા અજ્ઞાનીને જ્ઞાન એકદમ અસર કરતું નથી. તેવાને ધીરજથી જ્ઞાન શીખવતા રહેવું.

આનંદ સુખ અને પ્રેમ એવા જુદા જુદા શબ્દો છતાં તેઓ એકજ સ્વરૂપ દર્શાવે છે. જે સુખ આપતું જણાય છે તેજ પ્રિય લાગે છે અને જે પ્રિય હોય છે તેજ સુખ આપતું જણાય છે સુખ તે અંતઃકરણની આનંદમય લાગણી છે. અંતઃકરણની ચિત્તવૃતિ પ્રિય લાગણી પદાર્થો તરફ ખેંચાયલી રહે છે ત્યાં સુધી જાણે તેનું મોઢું અંતઃકરણની બહાર રહે છે તેથી તેમાં આનંદ સ્વરૂપ આત્માનો પ્રકાશ પડતો નથી પણ કુદરતનો એવો નિયમ છે કે ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિ થતાં તે ચિત્તવૃતિ અંતઃકરણમાં પાછી વળે છે એટલે જાણે તેનું મોઢું આત્મા સનમુખ થાય છે તે ક્ષણે તેમાં આત્માનો પ્રકાશ પડે છે અને તે થકી આનંદનો અનુભવ થાય છે. એવી રીતે આનંદ આપનારા આત્મા અંતઃકરણમાંજ છે પણ અજ્ઞાનને લીધેજ પદાર્થો તે આનંદ આપના હોય એમ સમજાય છે તેથી ચિત્તવૃતિ ચંચળ થઇને પાછી તુરત તે પદાર્થો તરફ દોડે છે. અને આત્માંનંદ ચૂકી જાય છે જ્ઞાનીઓ સુખ અર્થાત આનંદ કેવી રીતે પ્રાપ્ત થાય છે તે સમજે છે અને ભોગ પદાર્થો આનંદ આપતા નથી પણ આત્મામાંજ આનંદ મળે છે તેથી તેઓ આનંદ આપનારા પરમ પ્રિય આત્મામાંજ ચિત્ત લગાડી રહે છે અને ભોગ પદાર્થોને આનંદ નહિ આપનારા મિથ્યા જાણે છે તે સત્યજ છે.

# ગમ્મત સહિત જ્ઞાન



વીલાસી ભાઇઓને ગાયન બહુ ગમે છે ગાતાં અને સાંભળતાં ગમ્મતની સાથે તેઓના અજ્ઞાન પર અંકુશ પડે અને તેઓની નજર જ્ઞાન તરફ દોડે એવી મતલબની મીઠી ઉરદુ ભાષામાં જાણીતી બે જોડણીવાળી થોડીક ગઝલો જોડીને અત્રે અર્પણ કીધી છે.

---

## અભેદ ભક્તિ

જીધર દેખતા હુ ઉધર હય ખુદાયા
રહાથા રહા હય રહેગા ખુદાયા
સિવા તુ નહીં કોઈ હસ્તી ખુદાયા
તુહી જાન મેરે તુહી હય ખુદાયા
અનલ હકવસો હમ રહે રાઝ અય ખુદાયા
કરીમા કરમ કર વ બક્ષ અય ખુદાયા

## બેદ ભક્તિ=બંદગી

જીધર દેખતા હું ઉધર તુહી તું હય—રાહ

+ – – + – – + – – +

કે હાઝર વ નાઝર તું માલેક ખુદાયા
સમાયા ર્હે દિલમેં તું માલેક ખુદાયા
બદો નેક સબકા તું ઝાહેર હુવા રબ
બનામે તુ કુરબાન હય દિલ ખુદાયા
કરીમો રહીમો તું રેહમાન રાઝેક
હુવા સબ જહાંકા તું પ્યારે ખુદાયા
તું અવ્વલ તું આખેર તું ઝાહેર તું બાતેન
તું કાદેર કવિ ઓ ધની હય ખુદાયા
રવા હય ઝુકાના ર્હે સર તર્ફ તેરે
અઝીમો તું આલા ઓ અકબર ખુદાયા
વલીયોં કે હમ દમ ગરીબોં કે ગફ્ફાર
કરેં દમ બ દમ યાદ તેરી ખુદાયા
કરમ કર જો હક હો વ્હો હમકો તું અલહક
દીખા રાહ તેરી તુ રેહબર ખુદાયા

---

## ગુરૂઓને પ્રાર્થના

ઉપલી રાહ — અર્થ

વલીઓ પયમબર ખુદારા સંભાલો
ર્હે બંદે તુમ્હારે ખુદારા સંભાલો
કે ફરમાન બરદાર હમ આપકે હયેં
તો હાલત હમારી ખુદારા સંભાલો

ઝમાનાને હમકો કીયે હાય ગાફેલ — અર્થ
વ્હે ગફ્લત હમારી ખુદારા સંભાલો
સિવા આપ કીસ્સે કહેં હમ ગરીબો
કે હમ નાતવાંકો ખુદારા સંભાલો
હમારી વકાલત ખુદાસે ચલાકર
વ્હે દુન્યા ઓ ઉક્બા ખુદારા સંભાલો
ખુદાસે વસીલા હમે હય પયમબર
હમારા × ઇમાં વ્હે ખુદારા સંભાલો — × એકીન
ન ઝાલેમ હકુમત ન ×અઝબસ †સીમોઝર — ×હદબહાર †સોનાચાંદી
મગર દિલકો રાહત ખુદારા સંભાલો
વલીઓં પયમબર નિગાહે કરમ કર
વ્હે †ઉમ્મત તુમ્હારી ખુદારા સંભાલો — † માનનારા

---

## મોહબત

### ઉપલી રાહ

બતાદો બીરાદર વ્હે મોહબત કહાં હય ?
સિવા કોઈ મતલબ વ્હે મોહબત કહાં હય ?
કે રાઝી રખા વ્હો રહા દોસ્ત પ્યારા
કમી કુચ્છ કિયા તો વ્હો મોહબત કહાં હય ?
તવાના કે સબ હો ન હોં. નાતવાં કે,
કોઇ દોસ્ત અફ્સોસ મોહબત કહાં હય ?
મિલે ખુબસુરત કો આશક હઝારો,
અગર શરત વ્હે હય તો મોહબત કહાં હય ?

અર્થ

કે મોહબત તો હય ×સીરતે પાક મજનુ, ×સદગુણ
વ્હો મજનુ કહાં હય વ્હે મોહબત કહાં હય ?
ખુદા ઓર નાસ ખુદામેં રખો દિલ,
સિવા ઈન્કે યારો વ્હે મોહબત કહાં હય ?
બદો નેક સબકા વ્હો હય મહેરબાં × રબ, × પાલનહાર
કરો યાદ ઉસ્કી વ્હે મોહબત વહાં હય.

---

## દુનીઆની પયછાન

ઉપલી રાહ. અર્થ

રહી હય ન કીસ્કી જ હાં વ્હે બેરાદર,
રહેગી ન કીસ્કી, જ હાં વ્હે બેરાદર,
ખલીફો ન પાયા, ન તો ઝાર કયસર,
વફા હાય અંદર, જ હાં વ્હે બેરાદર.
જવાની કો *ખોતી, હસેં કો +રોલાતી, *ગુમાવતી +રડાવતી
બદોં કો બ્હેકાતી, જ હાં હય બેરાદર.
રખે પાક દામાન, બ્હેનાં ઉધારી,
બદોં કો દુસાલા, જ હાં વ્હે બેરાદર.
કે સચ્ચેકો ફાકા, જુઠોંકો મલીદા,
સરેસ્તા રખા હય, જ હાં વ્હે બેરાદર.
રવા દિલલગી હય, *જ હાં +આફ્રીંસે, *દુન્યા +પેદા કરનાર
જલો બેવફા બસ, જ હાં અય બેરાદર.

---

## બેવફાઇ

ઉપલી રાહ. અર્થ

સિતમ હાય કયા કયા તુને બેવફાઈ
કિયે ઇસ જહાંમેં તુંને બેવફાઇ
રહા આજ ઇધર ગયા કલકો ઉધર
યેહે પયસેકી મશહુર હય બેવફાઈ
જવાની કી તાકાત બુરહોંમે ન દેખી
ઝમાના કી દેખો યેહે હય બેવફાઈ
ઝયાદા જયુ બક્ષેશ બેશાવંદ રાઝી
કમી કુચ કીયા તો હુઇ બેવફાઇ
કે બીબીકે લીએ ગયે છોર અમ્મા
યહ મહોબત કી સબ દેખ લો બેવફાઈ
†પેદર આસ ચાહે તવંગર +પીસર કો — †બાપ +બેટો
યેહે મતલબ કી દેખો બુરી બેવફાઇ
કે નઉકર સે *આકા ન પાતે વફા કયું ? — *શેઠ
હુઈ *મઝબુરી કી યહે તો બેવફાઇ — * જબરદસ્તી
થકો મત વફાકે લીએ યાર મેરે
ભરી હય જહાંમેં તો બસ બેવફાઇ
મીલેગી વફા હાં *જહાં આફરીંસે — *દુન્યા પેદા કરનાર
વહાં * લઉ લગાવો યહાં બેવફાઇ — * પ્રેમની નીગાહ

---

## નાશવંત ચીજોના પ્રેમનું પરીણામ

ઉપલી રાહ                    અર્થ

કે યક થે દિલ આરામ જાની હમારે
નમુને *ગુલઅનદામ જાની હમારે   *ગુલાબ જેવું શરીર
ચલે જબ હીરન કી તરેહ ખેલતે થે
ઝમીં હસ્તીથી દેખ જાની હમારે
કે જ્યુ મોર ચલતે વ્હો આતે તો મજલીસ
અહા ! દેખ રહેતે વ્હો જાની હમારે
દીખાતે વ્હો ચ્હેરા કમર નામ જયસા
ચલાતે સરવ કદ વ્હો જાની હમારે
ચમકદાર બીજલી સે બઢકે દો નયનો
ચમકતે ફીરાતે વ્હો જાની હમારે
કે રખતે *લબોં મીસ્લે લાલે બદખશાં   *હોઠ
શકર કે દો ટુકરે વ્હો જાની હમારે
કે હસ્તે તો દાંતે બખુબી દીખાતે
દો મોતી કી હારે વ્હો જાની હમારે
કે *રૂખસારે બોસા લીએ ગુલકે જયસે   *ગાળ
ગુલાબી દો દેતે વ્હો જાની હમારે
યહે હુસ્નો જવાની કો સબ દેખ કહેતે
ખુદાકી ફઝલ થી વ્હો જાની હમારે
ગયે વાયદે કરકે આયંગે પરસુ
ન ફેર વસ્લ પાયે વ્હો જાની હમારે

ખુદાયા કુછ કયા જો તકસીર હમસે — અર્થ
દીયે ફેર લીયે કયુ વ્હો જાની હમારે
કહા ગર તું *ફાની ચીઝો મેં રખે દિલ — *નાશવંત
સિવા ગમ ન પાવે તું જાની હમારે

---

## દિલ કયાં લગાડું ?

### ઉપલી રાહ

કહો જાન મેરે કહાં દિલ લગાઉં ?
નહિ ઠયરતા હય કહાં દિલ લગાઉં ?
વ્હે પ્યારે બદનમે અગર *સીમતનમે — *ચાંદી જેવા શરીર
ગુલાબો ચમનમેં કહાં દિલ લગાઉ
મિઠા મેવા ખાના અગર નાચો ગાના
ભરા હો ખજાના કહાં દિલ લગાઉં
બદન મઉત કા ડર હમીશે દિખાવે
તો કબ સુખ પાઉં કહાં દિલ લગાઉં
વ્હે હુસ્નો જવાની ઉરેગી જયું બીજલી
તો કયા મઉજ પાઉં કહાં દિલ લગાઉં
ન દાંતો રહેગે ન આંખો રહેગી
સલામત કભી તો કહાં દિલ લગાઉં
કે નઝલે સે નાકોં બહેંગે જયું. *બારાં — *વરસાદ
તો †બો કયસે પાઉં કહાં દિલ લગાઉં — †સુગંધ
કે બેશક બુરહાપા તો હય આનેવાલા
તો લઝ્ઝત ન પાઉં કહાં દિલ લગાઉં

કે કાયમ હુવા યક ખુદા *અસસલામો          *ખુદાનું નામ
તો લાઝમ રહા બસ વહાં દિલ લગાઉં

---

## મુસાફર જીવ

ઉપલી રાહ.          અર્થ

કે આએ કહાંસે કહો અય મુસાફીર
કહાં જાયંગે ફેર કહો અય મુસાફીર
કે આએ હુવે યા તો ભેજે ગયે હયે
ઝરા તો કહો જાન મેરે મુસાફીર
હુઈ કયું *તમન્નાએ †સયરે યહે દુન્યા          *ઇચ્છા †મુસાફરી
યહે તો *રાઝ ખોલો ખુદારા મુસાફીર          *ભેદ
કે હય રંગોબુ ઇસ જહાં કે અજાયબ
ફસાના નહીં જાન મેરે મુસાફીર
અસલ છોર છાયાં ન દેખો બેરાદર
અસલ હય દિલ અંદર વહો પ્યારે મુસાફીર
નકલ છોર દો ઓર ખેલો અસલસે
વહો હય યક †જહાં +આફરીં અય મુસાફીર          †દુન્યા +પેદા કરનાર
યહે સબ દેખકર ઇસ જહાંકી બુરાઇ
ચલો જલ્દ §વાપસ વતનમે મુસાફીર          §પાછા

---

## નેક માતપીતાને! દરજ્જો

ઉપલી રાહ.          અર્થ

ઝમીંપર હમારે તો § માદર ખુદા હય          § માતા
§ ખુદાસા નિગેહબાન માદર ખુદા હય          § ખુદા જેવા

કે હય †આસમાં મેં ખુદા સબ જહાંકા
ઝમીંપર રહા નેક માદર ખુદા હય
ખુદા ગર નહીં તો વ્હો *નુરે ખુદા હય
ઝમીંપર રહા નેક માદર ખુદા હય
વ્હો નુરે ખુદા કબ ખુદાસે જુદા હય
ઝમીંપર રહા નેક માદર ખુદા હય
ખુદાગર અસલ હય તો માદર કો §સાયા
સમજલો કે અપની વ્હોં માદર ખુદા હય
બદો નેક ફરઝંદ ×યકસાં સંભાલે
ખીલાવે પીલાવે વ્હો માદર ખુદા હય
કે બચપન મે જબ નાતવાં થે તો *હાફેઝ
ખુદાસા ઝમીંપર વ્હો માદર ખુદા હય
જવાનીકી તકસીર *માનીંદે †ગફ્ફાર
કરે માફ હરદમ વ્હો માદર ખુદા હય
કે જેહમત ઉઠાવે વ્હો હરદમ વ લેકીન
ન રહેમત ઉઠાવે વ્હો માદર ખુદા હય
સિવા કોઇ હાસલ જો આરામ છોરે
હમારે લીએ વ્હો તો માદર ખુદા હય
કે ખસલત જ્યુ માદર દીખાવે તો †પેદર
હમારે વ્હો બેશક જ્યુ માદર ખુદા હય

---

†આકાશ
*પ્રતિબિંબ
§પડછાયો
× એક સરખાં
* રક્ષક
*પેઠે †માફ કરનારે ખુદા
†પીતા-

## આ ધરતીપર સ્વર્ગના નમુના.

ઉપલી રાહ — અર્થ

કે ×જન્નત કી રંગત ઝમીપર દીખાઉં — ×સ્વર્ગ
અસલ ગર નહીં તો નમુને દીખાઉં
ન બસ્તી સે દૂરો ન બસ્તી કે અંદર
ન છોટા ન મ્હોટા મકાં યક દીખાઉં.
કે પુર ગુલ બગીચાઓ બચ્ચેં જ્યું બુલબુલ
વહાં ખેલતે ઓર હસતે દીખાઉં.
ન મીસકીનો ઝરદાર માલેક વ્હો ઘરકા
રહમ દિલ ઝબાં હક †જવાં યક દીખાઉં. — †જુવાન
દિલાવર જવાં કો ખુદાને દીયાથા
વ્હો સુબહાન અલ્લાહ ×દિલબર દીખાઉં. — × ધણીઆણી
જ્યુ હુરો પરી ખુબસુરત બદનસે
બ †સીરત ફરીશ્તા એ +આવાં દીખાઉં, — †સદગુણ +ફરેસ્તો દેવી
કે શીરીં ઝબાં ઓર બરહક કલામેં
અહા *પાકદામાન બાનુ દીખાઉં. — *પતીવ્રતા
દિલ આરામ દિલસોઝ ખાવીંદ કા વ્હો
જીગર જાન જન્નત ઝમીંપર દીખાઉં
બ સુરત વ સીરત ઝનો †મરદ અયસે — †સ્ત્રીપુરૂષ
ઝમીંપર નમુને વ્હો જન્નત દીખાઉં.

---

## ગુલ અને બુલબુલ

કે ગુલ ઓર બુલબુલ મેં પ્રીતના હુવાથા

તપશ મસ્ત હાથી કે જીતના હુવાથા ભરાંથા તકબ્બુર સે સબકા વહાં સર
કે દીગર કુ કમતર સમજના હુવાથા
કહે ગુલ કે ઇઝન ન હમને દીયા તો
રહે બુલબુલકુ કયું દિલ લગાના હુવાથા
ન હમ તરફે બુલબુલ કભીકો ગયેથે
કે હર વક્ત બુલબુલકુ આના હુવાથા
રહે બુલબુલ હકીકતમેં બહેતર કહાંકા
હમીશે હમારા તો કેહના હુવાથા
વહો બુલબુલ પુકારા ઝરા ઠયર અયગુલ
રહે દિલસે તુજે *નાઝ કીતના હુવાથા
ન તુંને મગર રંગો બુને બુલાયા
નહીં હમ મગર દિલ રવાના હુવાથા
જબ્બુ કીમત ખરીદારસે હય યું હમસે
દરજજા રહે તેરા તો ઇતના હુવાથા
રહે તકરાર સુનકર વહો માલી કુ આખેર
રહમ કર રહે ઝઘરા મીટાના હુવાથા
ન કમતર તું ગુલ હય ન કમતર તું બુલબુલ
કે યકસાં રહે દો દિલ લગાના હુવાથા
કે માશુક હય ગુલ તો આશક રહે બુલબુલ
સિવા યક ન દીગર કુ જીના હુવાથા
ન તું હય ન મય હય ન વહો હય ન જો હય
હકીકતમેં યકજાં સીખાના હુવાથા

અર્થ

*લાડ

રહે સુનકર વ્હો ગુલ ઔર બુલબુલ ખુશીમેં
જો લપટે વ્હો મુશફેર છુરાના હુવાથા

---

## તાલબે ઇલમની મુઝવણ

### ઉપલી રાહ.

અર્થ

હકીકત, ખુદારા કહો કોઈ આલેમ
કે મય કઉન કયા હું કહો કોઇ આલેમ
અગર મય બદન હું તો વ્હો બ્હેસ્ત મેં ફેર
ઉરેગા કહાંસે કહો કોઈ આલેમ
બદન †ખ્વાબ મેં હય તો હથ ખેલતા કઉન — †ઉંધમાં
રહે બાતેં ઝરાતો કહો કોઇ આલેમ
બદન ખાક હોવે તો વ્હોં કબ્ર મેં ફેર
રહે કઉન સોતા કહો કોઈ આલમ
કે બદ ફયલ * હમદીન જન્નત મેં જાવે — * હમજાત
બદીકી સઝા કયા કહો કોઇ આલેમ
કે * જુદદીન નેકો †જહન્નમ મેં જાવે — * પરધરમી †નર્ક
* જઝાએ વ્હો નેકી કહો કોઈ આલેમ — * બદલો
કે જુદદીન દોઝખ વ હમદીન જન્નત
મીલાનેકી શરતે કહો કોઈ આલેમ
કે ખસલત મેં બદ ઔર * ગયરોંસે બ્હેતર — * પારકાંઓથી
† નતીજા મીલે કયું કહો કોઇ આલેમ — † બદલો
કે બચ્ચોંકી હાલત ભલી કયુ બુરી કયું ?
રહે ઇન્સાફ કયસા કહો કોઇ આલેમ

કે આદેલ ખુદા હય તો ઇન્સાફ ઉલટા — અર્થ
×અદલસે હોવે કયુ કહો કોઇ આલેમ — ×ન્યાય
યેહે સબ તાલએ ઇલ્મસે કોઇ દાના
ખુલાસા ખુદારા કહો કોઇ આલેમ

---

## અમારો ધર્મ

અર્થ

બતા દો ખુદારા યેહે *મઝહબ હમારા — *ધર્મ
ભલા કયું, બુરા કયું. યેહે મઝહબ હમારા
કે વ્હો માલો મિલ્કત નહીં તો †લરેં કયું ? — †લડીયે
કહો કોઈ હય કયા યેહે મઝહબ હમારા
વલીયોં પયગમ્બર કુ સબ *હક કહે હયેં — *સાચા
તો હય ફેર જુદા કયું યેહે મઝહબ હમારા
ખુદા પાક હય યક તો બાતેં જુદી કયું ?
નહીં જાનતે હમ વ્હો મઝહબ હમારા
પયગમ્બર હમારે તુમ્હારે કહાં કે ?
વ્હો યે કુલ જહાંકે યેહે મઝહબ હમારા
કે ×જુદદીન લાયક જહન્નમ હુવા તો — ×પરધર્મી
ઉસીપે રહમ કર યેહે મઝહબ હમારા
કે લાચાર બેચાર ગંદા હુવા તો
કરમ કર, સફા કર યેહે મઝહબ હમારા
"હુશ્તી વ નરમી બહમ દર બ્હે અસ્ત" યેહે
કહા શેખ સાદી વ્હો મઝહબ હમારા

સીતમ મત ગુઝારો ય્હે સબને સીખાયા — અર્થ
નહીં ઝુલ્મ લાઝમ ય્હે મઝહબ હમારા
†બુઝોરગી બ નામે ય્હે મઝહબ નહીં હય — †મોટાઈ
જો ×એમાલ અચ્છે વ્હો મઝહબ હમારા — ×કરણી
કે નેકી લીએ ખાસ ફરમાન આયા
તો નેકી કરેં બસ ય્હે મઝહબ હમારા

---

## ઘડપણના સીતમો

ઉપલી રાહ

જવાનોં સુનો સબ સીતમ હાએ †પીરી — †ઘડપણ
નહીં જાનતે તુમ સીતમહાએ પીરી
ઝરામેં જો હસ હસ કે સબકો હસાતે
વ્હો અબ ખુદ રોતે હુવે હાય પીરી
જો થે ખુશ હલ્ક ઓર ગાતેં જ્યુ બુલબુલ
ફૂટે ઢોલ સા બોલ તે હાય પીરી
તલબગારે વસ્લો મુલાકાત વાલે
કરેં દૂરસે બાત અબ હાય પીરી
જો હોતી સરાબો કબાબોં કી લઝઝત
કહાં લે ગઇ તું અભી હાય પીરી
કે સબ નાતવાં *સરફરો રહેનેવાલે — *નીચુ માથું
લગે સર ફીરાને અભી હાય પીરી
બગલગીર રહેતે હમીશે જો *ગુલરૂ — *ગુલાબી ચહેરા
વ્હો આતે નહીં રૂબરૂ હાય પીરી

જવાનોં જવાની હો તુમ કો મુબારક
મગર હોશ દારો ખબરદાર પીરી

---

## પૈસા અજબ ચીજ છે

ઉપલી રાહ.

અર્થ

કહો જાન કયસે મીલાઉ વ્હે પયસે
કે સબ ચીજ અયસે દીલાવે વ્હે પયસે
ગરીબી જો યક અયબ § સત્તર દીખાવે
તો * સદ અયબ અયસે છુપાવે વ્હે પયસે
તવંગર કી લરકી ન હો ખુબસુરત.
વ લેકીન વ્હો સુંદર મનાવે વ્હે પયસે
ગરીબોકુ અઉરત મીલે તો વ્હો જયુત્યું
તવંગરકુ † ગુલરૂ દીલાવે વ્હે પયસે
ગરીબોકે દેખો ન હો દોસ્ત કોઈ
તવંગર કે સબ હો અજાયબ વ્હે પયસે
કે અફસોસ બેઇલ્મ × પુરઝર કે આગે
ઝુકાવે જો † બાઇલ્મ કમઝર વ્હે પયસે
તવંગર સે કાઝી ઓ કોટવાલ રાઝી
ગરીબોંકુ ધક્કે ખીલાવે વ્હે પયસે
કે કમઝર વ પુરઝર કે ઝઘરે મેં આખેર
વ્હો ઝરદાર પાવે ફતેહ હાય પયસે
તવંગર ન કુછ દે મગર લે સલામાં
નઝર બંદી અયસે જમાવે વ્હે પયસે

§ સીત્તેર
* એકસો
† ગુલાબી ચહેરો
× પૈસાદાર
† ઇલિમદાર

| | |
|---|---|
| વલીયોં પયમબરકુ જીસ્ને સતાયા | અર્થ |
| અમલ ઓર ઝરદાર થે +હયફ પયસે | +અફસોસ |
| ગરીબોંકુ ઝાલેમ જો પયસે સતાવે | |
| ગયે તો બલાસે હમારી વ્હો પયસે | |
| કે *બાઝર તવાઝો ગરીબોં કે હમદીલ | *પૈસા સાથે સભ્યતા |
| તવંગરકુ અયસે †હલાલસ્ત પયસે. | †હલાલ છે |

---

## ગુલામે તકબબુર યાને તકોબરીને વશ થયેલા.

| | |
|---|---|
| ઉપલી રાહ. | અર્થ |
| ગુલામે તકબબુર ઝરા દેખ લો તુમ | |
| કે તુમસે ભી બઢકે હુવે દેખ લો તુમ | |
| કે જબ *ઝીરદસ્તો કુ તુમ રંજ દેવે | *હાથ નીચેનાં |
| તુમ્હારે +ઝબરદસ્ત કુ દેખ લો તુમ | +ચઢિયાતા |
| તુમાખી સીપાહી ગરીબો સતાવે | |
| સીતમ ઉસ્પે કુતવાલ કા દેખ લો તુમ | |
| જો *મેડક કુલેગા ફટેગા વ્હો બેશક | *દેડકો |
| ગુલામે તકબબુર ઉસે દેખ લો તુમ | |
| વઝન બઢકે લાધા ગધા ગીર પડે યા | |
| ગીરે માલ †સારા ઉસે દેખ લો તુમ | †સઘળા |
| અમલ ઓર ઝરકા ન બોજા સહલ હય | |
| ઉઠાવે વ્હો બોજા ઉસે દેખ લો તુમ | |
| કે ઝુકે ફલોંસે ભરી હુઈ ડાલી | |
| ગુલામે તકબબુર ઉસે દેખ લો તુમ | |

દીરખ્તોં મીઠે ફુલ જો અપને ખીલાવે
ગુલામે તકબ્બુર ઉસે દેખ લો તુમ
દિરખ્તોંકી ખાસેસ *તવાઝો વ બખશેશ — *સભ્યતાં
અમલ ઓર ઝરદાર સબ દેખ લો તુમ

---

## ભક્તિ કેમ કરવી ?

અર્થ

મીલે મકસદે દિલ વહાં સર ઝુકાઉં
કહો કોઇ દાના કહાં +સર ઝુકાઉં — +માથુ
કે ઇશ્વર ભજનમે કટી ઉમ્ર જીસકી
ન મુફલીસ મીટે વ્હો કહાં સર ઝુકાઉં
કે +બુતખાને મેં બ્હોત રો રો કે સોયા — +મંદીર
ન મતલબ સરી કુછ કહાં સર ઝુકાઉં
કે કાજી ઓ હાજી જો +કાબા ગયેથે — +મક્કે
પરેશાન હય તો કહાં સર ઝુકાઉં
શબો રોઝ +તસ્બીહ કીતની ફીરાઇ — +માળા
ફીરાયા નહીં +દીન કહાં સર ઝુકાઉં — +નસીબ
કે પઢ પઢ †અવસ્તા ઝબાં કો થકાયા — †જંદબંદગી
ન મકસદ કો પાયા કહાં સર ઝુકાઉં
કે આતશ †કદેહ મેં હમીશે ગયે થે — †અગીઆરી
વ્હો *જલતે રહે દિલ કહાં સર ઝુકાઉં — *દીલમાં જલતા
નહીં સુનતે હય કોઇ મતલબ હમારી
બતાદો કરૂં કયા કહાં સર ઝુકાઉં

જો ઉસ્તાદને રાહ હમકુ દિખાયા
અમલમે વ્હો લાઉ વહાં સર ઝુકાઉં
કે *મતલબ કુ છોડું વ મ્હોબત કુ જોઉં  *મતલબી બંદગી છોડી
યું મકસદ કુ પાઉં યું મય સર ઝુકાઉં

---

## પ્યારા ને પ્યારી કેમ અને કયારે?

અર્થ

ભલા સુનતે સબ હય ર્કે પ્યારા વ પ્યારી
વ્હો કયુ કર હુવા હય ર્હે પ્યારા વ પ્યારી
મઝે દે વહાં તક હમારાં હમારી
મઝે જબ ગઇ તો ન પ્યારા ન પ્યારી
કે *હુસ્નો જવાની મેં જબ હુસ્ન દેખે  * ખુબસુરતી
વહાં તક મઝે હય વ પ્યારા વ પ્યારી
અગર હુસ્ન ખુબી ન દેખી ગઈ તો
ન હય હુસ્ન ખુબી ન પ્યારા ન પ્યારી
ભલે કો ભલી ઓર બુરે કો બુરી
ર્હે હય હુસ્ન ખુબી ર્હે પ્યારા વ પ્યારી
ભલી ઓર બુરી નઝર ×ચશ્મે દિલ હય  × દીલની આંખ
ન આંખો હમારી ન પ્યારા ન પ્યારી
મઝે રોઝ લેને વ દેનેકી ચાવી
બતા દું સુનો સબ ર્હે પ્યારા વ પ્યારી
અગર §ચશ્મે દિલકુ મઝે દો મઝે લો  §દીલની આંખ
તો કાયમ રહો જાન પ્યારા વ પ્યારી

## સઉ ખુદાની મરજી

| | અર્થ |
|---|---|
| યહે સબ બન રહા હય વહો મરઝી ખુદાકી | |
| નહી જાણુતે કોઇ મરઝી ખુદાકી | |
| તવંગર §ગદા હો ગદા હો તવંગર | §ગરીબ |
| બદલના યું કીસ્મત યહે મરઝી ખુદાકી | |
| કે તંગીસે હો નેક ×મરદાન રોતે | ×મરદો |
| *બદોં ખેલતે હો યહે મરઝી ખુદાકી | *બદલોક |
| કે §મઝલુમ નંગે વ ભુકે મરે જબ | §જુલમ ખમનાર |
| તવંગર હો *ઝાલેમ યહે મરઝી ખુદાકી | *જુલમગાર |
| લરાઈ મેં ઝખમી હુવા *ઝીન્દે આયા | *જીવતા |
| જો ઘરમેં ગયે મર વહો મરઝી ખુદાકી | |
| નયે આ ગયે વાહ બેટા વ બેટી | |
| પુરાને ગયે હાય મરઝી ખુદાકી | |
| કે જંગલકુ ગુલશન વ ગુલશનકુ જંગલ | |
| ઝમાના બનાદે વહો મરઝી ખુદાકી | |
| હુનરમંદ કી કુછ ન હોવે કદર જબ | |
| કરેં બેહુનર મૌજ મરઝી ખુદાકી | |
| કહા ગર કીસીને મુવા મસ્ત જાની | |
| કહો ફેર કરેં ક્યા યહે મરઝી ખુદાકી | |

---

## ઓ ખુબસુરતો! તમારી ખુબસુરતીથી અમને બચાવો

અર્થ

| | |
|---|---|
| કે †હુસ્નો જવાનીસે હમકો બચાલો | †સુંદરતા |
| હમે §ખુબરૂયાં ખૂદારા બચાલો | §સુંદર ચહેરા |
| નહીં ખોફ કુછ કાલે નાગોંસે હમકો | |
| હમે +ઝુલ્ફે નાગન †સીહાસે બચાલો | +ચોટલા †કાળા |
| કે ચમકારે બીજલી સે હમ કબ જલે હયેં | |
| વ્હો ચમકારે નયનો સે હમકો બચાલો | |
| ખુની લાલ રંગોંસે કુછ ડર નહીં હય | |
| *લબોં લાલ ખૂનીસે હમકો બચાલો | *હોઠો |
| બડે દાંત બાઘોંસે ડર તે નહીં હય | |
| દો મોતીકી હારોં સે હમકો બચાલો | |
| કે *બાંગે બબરકી ન દહેશત હમે હય | *સીંહ ગર્જના |
| વ્હો મીઠે અવાઝોં સે હમકો બચાલો | |
| સીપાહી કે તીરોં સે હમ કબ ડરે હયેં | |
| મગર *તીરે મીઝગાં સે હમકો બચાલો | *આંખના તીર |
| કે લોહેકે તીરોં બદનકુ લગેંગે | |
| *જાં તીરે મીઝગાં લગે વ્હોં બચાલો | *જીવને |

×વીસલે §મ્હેરૂયાં કીયા *એશ્ક દુના ×મેળાપ §ચાંદ જેવા
તો બ્હેતર હમે દુર સે હી બચાલો [ ચહેરા *બેવડો એશ્ક

———

## જીવ દુઃખી કેમ? અને સુખી કયારે?

(રાહ—અગર હમ બાગબાં હોતે તો ગુલશનકો લુટા દેતે)

+ – – – + – – – + – – – + – – –

નહીં માલુમ પ્યારે બુલબુલો કા હાલ કયા હોગા?
ચમન આબાદ કયું હોગા ગુલોકા હાલ કયા કા હોગા?
કે બુલબુલ સબ હુવે પયદા યહે રસ કસ ચખ ચખાનેકો.
નહીં દરકાર કલકી કુછ હમારા હાલ કયા હોગા?
ગુલોંમે છુપ કર સોંતે †ખેઝાંકો દેખ કર રોતે, †પાનખર
કભી હસ્તે કભી રોતે ભલા યહે હાલ કયું હોગા?
કહા માલી ગુલોં પ્યારે ભલા તુમ *રાઝ બુલબુલકો, *ભેદ
ઝરા બોલો †હયા ખોલો કે અયસે હાલ કયું હોગા? †લાજ
ગુલોં બોલે સુન અય બુલબુલ શીરે તું સબ ગુલાબો ગુલ,
નહીં કાયમ રખે યક ગુલ ઉસીકા હાલ યહે હોગા.
વ્હો બુલબુલને કહા તૌબા કે અબ કાયમ રખેંગે હમ,
ગુલે ઊમદા †બકા કા ગુલ તો બ્હેતર હાલ અબ હોગા. †કાયમનુંફુલ

---

## દિલ અને દિલબર-સઘળા માશુકોનો જાન

ગઝલ.

(રાહ—અગર હમ બાગબાં હોતે તો ગુલશનકો લુટા દેતે.)

હમારે દિલકી અય દિલબર તુહી યક જાને જાનાં હય,
કોઈ જાને ન જાને ગર તુહી યક જાને જાનાં હય.
ગુલાબોંકી તું ગુલ લાલી વ બાગોંકી તું હરયાલી,
હમારે દિલકી તું વાલી તુહી યક જાને જાનાં હય.

કે અંદર ગુલ જ્યુ મીસ્લે બુ તું અંદર દિલ રહી હય છુપ,
શીરીં મહેબુબ અયસે તું તુંહી યક જાને જાનાં હય.
દિલ યક ઓર દિલબર યક ખુદા યક ઓર ખલકત યક,
હકીકતમેં તો સબ હય યક તુંહી યક જાને જાના હય.

## ગઝલનો ભાવાર્થ.

અમારા દિલની આ દિલબર તુંજ એક સઘળા માશુકોનો જાન છે. કોઇ સમજતું હોય કે સમજતું નહીં હોય તો પણ તુંજ એક સઘળી માશુકોનો જાન છે. આ દિલબર ગુલાબોની લાલી છે તે તુંજ છે. બાગોની લીલીછમ હરયાળી છે તે પણ તુંજ છે.અમારા દિલની વાલી એટલે માલીક દિલબર તુંજ એક સઘળા માશુકોનો જાન છે, બુ—સુગંધ જેમ કુલોમાં છુપાઇ રહે છે તેમ દિલમાં છુપાઇ રહેલી આ મીઠી મેહબુબ—દિલબર તુંજ એક સઘળા માશુકોનો જાન છે. દિલ અને દિલબર એકજ છે ખુદા અને ખલકત એકજ છે સાચું પૂછો તો સઘળું એક છે આ દિલબર એવી તુંજ એક સઘળા માશુકોનો જાન છે 'વહેદાન્યત અનુસાર દીલ, દિલબર, ખુદા, અને ખલકત સઘળું એકજ છે. વેદાન્ત પણ કહે છે કે આ સઘળું એક બ્રહ્મજ છે.'

——

## એકને બીજાની શી જરૂર?

ગઝલ—અગર હમ બાગબાં હોતે એ રાહ.

અગર ગાલબ હુવા "નાહક" તો બાતેં "હક" વ્હો ક્યા જાને?
પઢાવે ખુદ જીબ્રાઇલ વલે જાહેલ વ્હો ક્યા જાને?
કે રોશન દીન જયુ બડબાગલ નહીં જાને યુ વ્હો જાહેલ
મઝે મઝહબકી ક્યા જાને દિલે રોશન કુ ક્યા જાને?

કે સરદી સાલે કશમીરી વ ગરમી છાંવે હરયાલી
મીટાવે સબ તવંગર કી વ્હો સરદો ધુપ કયા જાને?

કે તન પરવર વ મન પરવર તવંગરકુ મીલે સબ કુછ
તો મુફલીસ કી મુસીબત ઔર તંગી કુ વ્હો કયા જાને?

કે અઝિરત મરદ હરદો તર દીમાગો દિલ રહે દરબર
તોં શાદી વ્હો કીયે હુયે કુંવારે દીલ કી કયા જાને

કે દિલ દેના વ દિલ લેના રહે હય બેપાર જન્નતકાં
દિલે બે દિલ વ્હો કયા જાને મઝે દિલદાર કયા જાને

## ગઝલનો ભાવાર્થ

નાહક એટલે અસત્યને જે વશ થઇ રહ્યા હોય તે હક એટલે સત્ય ને શું પીછાને? ફરેસ્તા જીબ્રાઇલ પોતે શીખવે તો પણ જેઓ જાહેલ હોય તેઓ શું શીખે? બડબાગલ વન વાગળુ જે દિવસે આંધળું રહે છે અને રાતે દેખે છે તે રોશન દિવસને જોઇ જાણતું નથી તેમ ધર્મના ભેદો અને રોશન દિલ એટલે જેઓ જ્ઞાની છે તે જ્ઞાનની રોશની જાહેલ લોક કેમ જોઈ શકે? તવંગરને શરદીથી કાશમીરી સાલ અને ગરમીથી છાંવ એટલે શીળો હરયાળીનો છાંયડો બચાવે છે તે તવંગર સરદો ધુપ એટલે તહાડ તડકાના 'દુઃખ' શું જાણે? તન અને મન પોષનારા તવંગરને સો કાંઇ મળી આવે છે તેને ગરીબની મુસીબત અને તંગીની શી ખબર? ધણી ધણીઆણી બન્ને દીમાગ અને દિલથી તર પાંસામાં ભરાઈ રહેનાર પરણી ચુકેલાં કુંવારાના દિલની 'વાત' શું જાણે? દિલ આપવું અને લેવું તે જન્નતી સોદો છે તે દિલે બે દિલ એટલે જેણે દિલ લીધું કે દીધું નથી તે શું જાણે? દીલદાર એટલે દીલ ધરાવનારની મઝા તે શું જાણે?

---

## એકજ ચીજ એક સરખી મઝા આપતી નથી

(અગર હમ બાગબાં હોતે—એ રાહ) અર્થ

કે ફુનમા હય ર્હે હોરંગી મઝે યકસાં નહીં હોતી,
ગુલોંકી હય જુદા રંગી મઝે યકસાં નહીં હોતી.

ભંવર કે દિલ કંવલ બ્હેતર તો બુલબુલકો ગુલાબો તર,
*તુતી છુપે ફુલો અંદર મઝે યકસાં નહીં હોતી. *પોપટ

ચકી દિલ રાત બ્હેલાવે તો દીગર દિનમે મેં સોહાવે,
યું અપને દિલકુ લ્હેરાવે મઝે યકસાં નહીં હોતી.

મીઠા બોલે કોયલ કારે *બુગલ ઉજલે મચ્છી મારે, *બગલો
કે અયસે રંગ હય સારે મઝે યકસાં નહીં હોતી.

કે મરદોમેં જ્યુ હીચકારે યુ અકલ મેં બહાદુરે,
યહે અયસે ઢંગ હય પ્યારે મઝે યકસાં નહીં હોતી.

કે †ઝાહેદ તંગ રોતે દિલ વ રીંદાનો કે હાતમ દિલ, †પહેજગાર
જહાંમે હય અજબ યહે દિલ મઝે યકસાં નહિ હોતી.

તંગદીલ=બખીલ રીંદાનો=છાકટ,

---

## બ્હોત ગઈ અકિર થોડી રહી

(ગઝલ-અગર હમ બાગબાં હોતે-એ રાહ)

કે બેગાને વ ખેશાવંદ કરના માફ જાને મન,
કભી હમસે હુવા હો રંજ કરના માફ જાને મન.

મુકદ્દર મેં લીખાથા વ્હો બનાયા સબ અગર કમ હો,
તો ઝીન્દા ઔર મરહુમો વ્હો કરના માફ જાને મન,
કે બેઅદબથી જો કીએ હમ કભી તકસીર બેશો કમ,
તો માદર ઔર પેદર તમ વ્હો કરના માફ જાને મન.
ખુદાને જો દીયાં વ્હો સબ તુમ્હારાહય જીગરજાં અબ,
ફીરીસ્તા સા અહો ફરઝંદ કરના માફ જાને મન.
કભી હુવા હો રંજો ગમ અગર દીયા હો જઉહર કમ,
હમારે પાક બાનુ તમ વ્હો કરના માફ જાને મન.
ખુદાસે જો મીલા હમકો કહા બે ખોફ સબ તુમકો,
તો હમદીનો વ જુદદીનો વ્હો કરના માફ જાને મન.
ન હમ દુશ્મન ન તુમ દુશ્મન ઝમાના હાય હય દુશ્મન,
અગર અનજાન હો દુશ્મન તો કરના માફ જાને મન.
જહાં દેખા ખુદા હો તુમ નહી દેખા કહાંભી હમ,
તો હમ હરદમ કહેં સો હમ વ્હો કરના માફ જાને મન.

## ગઝલનો ભાવાર્થ

પરાયાં અને પોતાના વ્હાલાંઓ માફ કરજો કદાચ અમારાથી તમને કાંઇ રંજ પહોંચ્યો હોય તો વ્હાલાઓ માફ કરજો. નસીબમાં લખ્યું તે સઘળું અમે બનાવ્યું છે છતાં તે ઓછું પડે તો જીવતાંઓ અને મરહુમો વ્હાલાંઓ માફ કરજો. કાંઇ બેઅદબી થઇ હોઇ તે અને વધતી ઓછી કસુર થઇ હોય તે માતપિતા વ્હાલાંઓ માફ કરજો ખુદાએ જે આપ્યું તે સઘળું જીવ જાન જેવા ફરેસ્તા ખસલતના ફરઝંદ હવે તમારૂં છે. વ્હાલાં માફ કરજો. કદાચ તકલીફ અને ગમનો પ્રસંગ આવ્યો હોય, અગર ઝવેરાત કમતી આપાયું હોય તો અમારાં પવિત્ર બાનુ વ્હાલાં માફ કરજો. ખુદાથી જે

(જ્ઞાન) અમને મળ્યું તે સઘળું વગર કહેથતે સૌને જણાવ્યું છે તે માટે હમજાત તથા પરજાત વ્હાલાં માફ કરજો, અમે દુશ્મન નથી તમે પણ કાંઇ દુશ્મન નથી. પણ જમાનો હાય ખરો દુશ્મન છે (સમય શત્રુ અને સમય મિત્ર છે મનુષ્ય નહીં) છતાં અજ્ઞાને કોઈ અમારા દુશ્મન હોતો વ્હાલાં માફ કરજો અમે જ્યાં જ્યાં નજર કીધી ત્યાં ત્યાં એ ખુદા પાક તમેજ દેખાયા અમે પોતે તો કોઈ જગ્યાએ નજરમી નહીં આવ્યા ત્યારે "સોહમ" એટલે તમેજ, હું છો એ ધ્યાનમાંજ દમ ભરૂં તો વ્હાલા માફ કરજો.



## જરથોસ્તી ભાઇઓને બે બોલ

વિચાર તે ભાષા છે. જેટલું બહોળું ભાષા બળ તેટલું બહોળું વિચાર બળ હોય છે. મનુષ્યને સહુથી અનુકૂળ ભાષા તે માતૃ ભાષા છે. આ લેખ માતૃ ભાષામાં લખાયલો છે તેપા રસી ભાઇઓ સમજી ન શકે તો તે કમનસીબી લેખાવી જોઇએ. કાચું ગુજરાતી ભણીને ઇંગ્રેજી ભણવા દોડી જનારા અને તે પૂરતું ભણ્યા વિના કામ ધંધે વળગી જનારા પારસી ભાઇઓ શૂક્ષ્મ બાબતો સમજી શકે નહિ અને તેઓની વિચાર શક્તિ વિશાળ હોય શકે નહિ એ સ્પષ્ટ જોઈ લઇને આગેવાનોની પહેલી અને સહુથી તાકીદની ફરજ ઉધરતી ઓલાદને પાકું ગુજરાતી શીખવવાનો બંદોબસ્ત કરવાની છે.

ફ્રવષિ, રવાન, બુદ્ધિ, સ્પેના મીનો, અંગ્રમીનો. અમસા-સ્પંદો વિગેરે તત્વોના ધર્મ શાસ્ત્રમાં એશારા મળી આવે છે પણ તેમાં તે તત્વોના શિક્ષણ સ્પષ્ટ નહિ હોવાથી ઓરથોડોક્ષ કહે-વાતા અને સુધરેલા ગણાતા એવા મુખ્ય બે ભાગમાં આગેવાનો વહેંચાઇ રહીને પોતાના પક્ષને અનુસરતા વિચારોથી ધર્મની બાબતોને રંગ આપે છે. ઓરથોડોક્ષ કહેવાતા મુખ્ય કરીને થીઓસોફીમાંથી તત્વ જ્ઞાન જાણે છે તે અધુરૂં હોવાથી તેઓ સુધરેલા કહેવાતા પક્ષને જીતી શકતા નથી અને સુધરેલો કહે-વાતો પક્ષ ઓરથોડોક્ષોની વાતોને તોડી શકે છે પણ તત્વ જ્ઞાન ન હોવાથી તેને જોડી શકતો નથી.

બન્ને પક્ષના ભાષા પંડીતો પૂરતું તત્વ જ્ઞાન નહિ છતાં આત્મા, આત્મિક શક્તિ, અણદિઠ શક્તિ, અણદિઠ ભૂવન અણ-

દિઠ પ્રવાહો, ધ્રુજણીઓ બુદ્ધિ મનોબળ વિગેરે શબ્દો વાપરી ગંભીર લેખ લખે છે તે ઘણો ભાગ તત્વ જ્ઞાનીઓને છબરડા સમાન જણાય છે પણ તે વાંચી ઓછો ખબરદારવર્ગ તો નાની ભૂલભૂલામરીમાંથી મોટી ભૂલભૂલામરીમાં જઇ પડે છે. તાસુબી (Prejudice) જ્ઞાન થવામાં સહુથી મોટી નડતર સમાન છે તે દૂર કરી, ખુદાઈ બશારત (Revelation)થી જાહેર થયલા સઘળા વહેમોથી નીરાળા અદ્વૈત વેદાન્તનો મઝહબનું ભલુ ચાહનાર આગેવાન ભાઇઓ લાભ લો, તે વડે ધર્મ ફીલસુફીને ઉકેલો, સઘળા પક્ષો એકઠા મળી અવસ્તા ફીલસુફીનું સત્ય તારવી કાઢો, દીનને ખાતર સુધરેલા કહેવાતા પોતાના આગલા વિચારો અથવા ચાલતી આવેલી માન્યતાઓ, ટેકનો વિચાર ન કરતાં છોડવા ઘટે તો છોડી દો પણ ગુચવાડામાં પડેલી કોમને સત્ય બનતી તાકીદે સમજાવી દો એવી અરજ ગુજારી લેખ ખતમ કરૂં છું.

ધ. મે. હા.

# ખાસ સૂચના.



આ લેખ છાપવા છપાવવાના કોઇ હક સ્વાધિન રાખ્યા નથી કેમકે એવા હક સ્વાધિન રાખવા યોગ્ય નથી શ્રીમંતો, પત્રકારો અને જેઓ આ સત્ય જ્ઞાનનો ફેલાવો કરવાની સત્તા શક્તિ ધરાવતા હોય તેઓ જો આ લેખ વધારે સંખ્યામાં છાપી છપાવી એનો ફેલાવો કરશે તો જ્ઞાનદાનનું પૂન્ય પ્રાપ્ત કરશે અને અમારા આશિષ પામશે.

ધ. મે. હા.